# પવિત્ર પ્રમદાનું પરાક્રમ



લેખક

મુનિ શ્રી છોટાલાલજી

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા-મણકો ૧૨ મો.

# પવિત્ર પ્રમદાનું પરાક્રમ.

લેખક

સ્વર્ગસ્થ જૈનાચાર્ય પૂજ્ય શ્રી લાધાજી સ્વામીના શિષ્ય

મુનિ શ્રી છોટાલાલજી.

પ્રકાશક

સુરતનિવાસી શ્રીયુત ભાવસાર ગુલાબચંદ કલ્યાણચંદની

આર્થિક સહાયથી

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના વ્યવસ્થાપક

શા. ગોપાલજી રૂગનાથ

વઢવાણ કેમ્પ.

વીર સંવત ૨૪૪૯ વિક્રમ સં. ૧૯૭૯ ઈસ્વી સન ૧૯૨૩

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦



ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

અમદાવાદ—સલાપોસ રોડ.

કિંમત ૧૦ આના.

# भक्तामर—मंत्र—माहात्म्य.

( બીજી આવૃત્તિ. )

પ્રથમ ખંડ પ્રયોજક—મુનિ શ્રી છોટાલાલજી.

દ્વિતીય ખંડ પ્રયોજક—ચુ. વ. શાહ.

'ભક્તામર' એ એક સુપ્રસિદ્ધ જૈન સ્તોત્ર છે. આ પુસ્તકમાં એ મૂળ સંસ્કૃત સ્તોત્ર, તેના અર્થ, પ્રત્યેક શ્લોકનો પ્રભાવ દર્શાવનારી જૂનાં પુસ્તકોમાંથી સંશોધન કરવામાં આવેલી કથાઓ, ભક્તામરના ક્ષેપક લેખાતા શ્લોકો, સ્તોત્રની ઉત્પત્તિની કથા, મંત્રશક્તિ વિષેનો નિબંધ, મંત્રસાધનાનો સંપૂર્ણ વિધિ, પ્રત્યેક શ્લોકના મંત્ર, ૪૮ શ્લોકોના ૪૮ યંત્રો અને તે સંબંધી વિધિ તથા ફળ, ઇત્યાદિ અનેક વિષયો આપવામાં આવેલા છે. 'ભક્તામર' સ્તોત્રના સંબંધમાં આટલી બધી વિગતો સાથે કોઈ પણ પુસ્તક હજીસુધી બહાર પડ્યું નથી. તેની પહેલી આવૃત્તિ ઉતાવળે ખપી જતાં આ તેની બીજી આવૃત્તિ છાપી પ્રસિદ્ધ કરવામાં આવી છે. જૈનો તેમજ જૈનેતરોનું એક સરખું આકર્ષણ આ પુસ્તકની પ્રાચીનતાને લીધે થવા પામ્યું છે. મર્હુમ અમૃતલાલ સુંદરજી પઢીયારે 'ભક્તામર' સ્તોત્રની અત્યંત પ્રશંસા કરી છે અને એ સ્તોત્ર ઉપરથી પોતે 'ઇશ્વિરસ્તુતિ' નામનું એક ગુજરાતી લઘુ પુસ્તક પણ લખેલું છે. સ્તોત્ર અત્યંત પ્રભાવદર્શક છે પણ તેના જાપ ઇત્યાદિની વિધિ જે જૂના ગ્રંથોમાં ગુપ્ત રહી હતી તે સંશોધન કરીને પ્રસિદ્ધ કરવામાં આવી છે.

આ પુસ્તક લગભગ ૨૫૦ પૃષ્ઠનું છે, તેને સુંદર રેશમી પૂંઠાથી બાંધવામાં આવેલું છે. મૂલ્ય રૂ. ૨ રાખવામાં આવ્યું છે.

પ્રકાશક

ચુનીલાલ વર્ધમાન શાહ.

સારંગપુર—અમદાવાદ.

# અર્પણ પત્ર.

શ્રીયુત ગુલાબચંદ અવિચળનાં ધર્મપત્ની

અ. સૌ. શ્રીમતી બાઇ શ્રી રૂક્ષમણિબાઇ.

મુ. કઠોર.

ફ્રાન્સ જેવા પાશ્ચિમાત્ય દેશમાં ઘણો કાળ રહેવા છતાં આપનો ધર્મ પ્રત્યેનો અપૂર્વ પ્રેમ અને પૂજ્યશ્રી લાધાજી સ્વામી પ્રત્યેની અનન્ય શ્રદ્ધા, તેમજ સૌ. જન્યતા, સરલતા, ઉદારતા, આદિ ગુણોથી યુક્ત આપનું જીવન બીજી બ્હેનોને અનુકરણીય છે. આપના આવા ગુણોથી આકર્ષાઇ પરમ ઉપકારી પૂજ્યશ્રી લાધાજી સ્વામીના શુભ નામથી સ્થાપિત થએલ પુસ્તકાલયની ઉન્નતિ અર્થે પ્રસિદ્ધ થતું આ પુસ્તક આપને સહર્ષ અર્પણ કરી આનંદ માનીએ છીએ.

લિ. અમો છીએ,

પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલયના

વ્યવસ્થાપકો—વઢવાણ કેમ્પ.

# પ્રેરક પત્ર.

આ પુસ્તક લખવા માટે મારા સ્વર્ગસ્થ ગુરૂબંધુ મહારાજ શ્રી હર્ષચંદ્રજી સ્વામીના શિષ્ય સેવાભિલાષી મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજીની પ્રેરણા જ છે. જો તેમણે આ પુસ્તક લખવા માટે મૂળથી જ પ્રેરણા ન કરી હોત અને લખવું શરૂ કર્યા પછી પણ વારંવાર પુસ્તક પૂરૂં કરવાને મને ઉત્તેજીત ન કર્યો હોત તો હું આ પુસ્તક લખી શકત કે કેમ, અથવા પૂર્ણ કરી શકત કે કેમ તે કાંઈ કહી શકતો નથી. મારી પ્રમાદી પ્રકૃતિને દૂર કરવામાં તો મુનિ શ્રી લક્ષ્મીચંદ્રજી-ની પ્રેરણા જ કાર્યસાધક નીવડી છે, અને એથી એ મુનિશ્રીનો પણ હું ઋણી છું.

લિ.

મુનિ છોટાલાલજી.

# પ્રસ્તાવના.

આજકાલ કવિઓ અને નવલકથાકારોનો રાફડો ફાટયો છે. તેમનાં કોઇ કોઇ પુસ્તકોમાં જીવનના કેટલાક ગૂઢ પ્રશ્નો ઉકેલવામાં સહાયક થાય તેવું તત્ત્વ હોય છે પરન્તુ મોટો ભાગ નિર્માલ્ય હોય છે. આ નવલકથાવડે હું નિર્માલ્ય પુસ્તકોમાં વૃદ્ધિ કરૂં છું કે મૂલ્ય-વાન પુસ્તકોમાં એકનો વધારો થાય છે તે હું કહી શકતો નથી કારણ-કે આ નવલકથાનો લેખક વિદ્વાન કે સાક્ષર હોવાનો દાવો કરતો નથી.

'ગુણકરંડક અને ગુણાવલી'નો શ્રી જિનહર્ષ સૂરિકૃત રાસ વાંચીને તેને આધારે કેટલાક વિશાળ ફેરફારો સાથે આ નવલકથા લખી છે.

સમાજમાં મનાય છે કે સ્ત્રીઓમાં પુરૂષો કરતાં બુદ્ધિ–ચાતુર્ય ઓછું હોય છે. કેટલીક વાર જેમ સ્ત્રીઓમાં બુદ્ધિ–ચાતુર્ય ઓછું જણાય છે તેમ પુરૂષોમાં પણ જણાય છે: પરન્તુ જાતિથી જ સ્ત્રીમાં બુદ્ધિચાતુર્ય ઓછું હોય છે એમ સ્વીકારનારા મતલબી પુરૂષોને સાન–ભાનમાં લાવવા માટે એક પ્રાચીન રાસને આધારે આ નવલકથા લખવામાં આવી છે. સ્ત્રીને એક સ્ત્રી તરીકે હીણુવાનો ધંધો કેટલાક પુરૂષો લઇ બેઠા છે તેથી જ સ્ત્રીઓ હીણપથી રહી છે અને તેથી જ તેમની સંસ્કૃતિ બગડતી રહી છે. બુદ્ધિચાતુર્યના કુદરતી અંશો સ્ત્રીઓમાં તથા પુરૂષોમાં સમાન હોય છે એવી માન્યતા જો પુરૂષોમાં બંધાઇ હોત તો પુરૂષો પોતાના પુત્રોની પેઠે પુત્રીઓને પણ સારી કેળવણી આપત, તેમને શુભ સંસ્કારોમાં ઉછેરત અને પછી ઉત્તરોત્તર સ્ત્રી–પુરૂષો આગળ જતાં સમાન બુદ્ધિશાળી બનત; પરન્તુ તેમ નહિ કરવાનું જે પાપ પુરૂષોએ કર્યું છે તે પાપનું પ્રાયશ્ચિત્ત કરાવવાની બુદ્ધિ તેમને સુજાડવી એ પણ આ કથાલેખનનો મારો એક હેતુ છે. 'લક્ષ્મી કોના ભાગ્યની?' એ પ્રશ્ન બહુ સાધારણ છે. આજકાલ સંસારમાં ઘણાં

દંપતીઓ વચ્ચે આવા વિવાદો તો થયા હશે જ—પછી ભલે અર્ધ-ચંદ્ર અને વિદ્યામતી જેવો કલહ ન થયો હોય. સ્ત્રીજાતિની આ અવગણના મટે તેમ કરવું એ શું રાગી–ત્યાગી ઉભયનું કર્તવ્ય નથી ?

આ વાર્તામાં અનેક ખામીઓ હશે; એ ખામીઓ મારી પોતાની છે; અને જો કાંઇ ખૂબીઓ હોય તો તે મૂળ રાસના લેખક શ્રી જિનહર્ષ સૂરિની છે. ખામીઓ પ્રત્યે વાચકો ક્ષમાદ્દષ્ટિથી જોશે એવી આશા છે.

આ પુસ્તકની સંકલનામાં શ્રી. ચંદુલાલ જેઠાલાલ વ્યાસે તથા પ્રસિદ્ધ કરવાનો શ્રમ લેવામાં શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહે સારી સહાય કરી છે અને પુસ્તકની રસિકતા–સુંદરતા કેટલેક અંશે તેમના શ્રમને આભારી છે.

વઢવાણ કેમ્પમાં 'પૂજ્ય શ્રી લાધાજી સ્વામી પુસ્તકાલય' નામની સંસ્થા છે. એ પુસ્તકાલયમાંનાં પુસ્તકો સર્વ કોમના, સર્વ ધર્મના લોકોને કોઇ પણ જાતનો ભેદ રાખ્યા સિવાય અને કોઇ પણ જાતની ફી કે લવાજમ લીધા સિવાય વાંચવા અપાય છે. વળી એ પુસ્તકાલયને કાંઇ સ્થાયી આવક પણ નથી, એટલે એ પુસ્તકાલયની અભિવૃદ્ધિ માટે આ લેખકની ઘણીએ ઇચ્છાઓ મનમાં જ શમી જાય છે, છતાં ઉદ્યમથી સર્વ ઉપલબ્ધ થાય છે, એ સિદ્ધાન્તનો હું ઉપાસક હોવાથી એ પુસ્તકાલય એમજ ચલાવ્યા કરાય છે. તેની ઉન્નતિ અર્થે જ આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે. એટલે આ પુસ્તક ખરીદનારને જ્ઞાન દાન–જ્ઞાનોન્નતિમાં સહાયક થવાની સાથે પોતાને પુસ્તક વાંચવાનો પણ લાભ મળશે. એટલે જેના જેના હાથમાં આ પુસ્તક આવે તેમણે આ પુસ્તકનો વધારે ફેલાવો થાય તેમ કરવા બનતું કરવું કે જેથી પુસ્તકાલયની ઉન્નતિ થાય અને પુસ્તકાલયની ઉન્નતિ એટલે જ્ઞાનનો ફેલાવો વધુ પ્રમાણમાં બને.

જ્ઞાનદાનના અભિલાષી સુરતનિવાસી શ્રીયુત ગુલાબચંદ કલ્યાણચંદ ભાવસાર—એમણે આ પુસ્તકની કુલ આવક પુસ્તકાલયમાં વપરાય અને પુસ્તકાલયની ઉન્નતિ થાય તે અર્થે પોતે રૂ. ૩૦૦)

આ પુસ્તક પ્રસિદ્ધ કરવા અર્થે આપી પોતે ગુરૂભક્તિ સાચવી છે તે ખરેખર પ્રશંસનીય છે. બીજાઓએ ગુલાબચંદભાઇનું અનુકરણ કરવાને જ્ઞાનવૃદ્ધિ અર્થે પોતાનો ઉદાર હાથ લંબાવવો જોઇએ.

પુસ્તકાલયની યોગ્ય વ્યવસ્થા કરવા માટે કોઇ પણ જાતના સ્થૂલ બદલાની આશા રાખ્યાવિના પોતાપર અનેક પ્રકારના—અતિશય કામનો બોજો હોવા છતાં—માત્ર સેવાબુદ્ધિથી અને ગુરૂભક્તિથી પ્રેરાઇ ભાઇશ્રી ગોપાળજી રૂગનાથ શાહ જે પરિશ્રમ સેવી રહ્યા છે તે અતિશય પ્રશંસનીય છે. તેમના જેવા સેવાબુદ્ધિવાળા અનેક નરો ઉત્પન્ન થાય એ જ ઇચ્છા.

કઠોર; વીરસંવત ૨૪૪૯ ના
ભાદ્ર વદિ ૧૧ ને શુક્રવાર.

લિ.
મુનિ છોટાલાલજી.

શુદ્ધિઃ—પૃષ્ઠ ૧૧, પંક્તિ ૧૩ માં 'ભટકતા' શબ્દને સ્થાને 'ભટકતા મુસાફરોને તારતા' એ પ્રમાણે વાંચવું.

# અનુક્રમણિકા.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૧ | લક્ષ્મી કોના ભાગ્યની ? ... ... ... | ૧ |
| ૨ | પૂર્વ પરિચય ... ... ... ... | ૯ |
| ૩ | જોષી બાવા ... ... ... ... | ૧૪ |
| ૪ | પરદેશ-પ્રયાણ ... ... ... ... | ૨૦ |
| ૫ | લોખંડની પેટી ... ... ... ... | ૩૦ |
| ૬ | પ્રથમ આજ્ઞાનું પાલન ... ... ... | ૩૮ |
| ૭ | રાજપુત્રીનું લગ્ન ... ... ... ... | ૪૮ |
| ૮ | પુરૂષવેશમાં પ્રયાણ ... ... ... | ૫૮ |
| ૯ | ત્રીજી આજ્ઞાનું પાલન ... ... ... | ૬૬ |
| ૧૦ | મહિયારી ... ... ... ... | ૮૦ |
| ૧૧ | મોહમુગ્ધ અર્થચંદ્ર ... ... ... | ૮૫ |
| ૧૨ | પ્રેમસંબંધ ... ... ... ... | ૮૯ |
| ૧૩ | વિયોગ ... ... ... ... ... | ૯૨ |
| ૧૪ | ગૃહગમન... ... ... ... ... | ૯૬ |
| ૧૫ | ભેદનું પ્રકટીકરણ ... ... ... ... | [illegible] |
| ૧૬ | સુખી છેવટ ... ... ... ... | ૧૦૪ |

# પવિત્ર પ્રમદાનું પરાક્રમ.

## પ્રકરણ ૧ લું.

### લક્ષ્મી કોના ભાગ્યની ?

સમય મધ્યાહ્નનો છે. ભગવાન સહસ્ત્રરશ્મિ પોતાનું શુદ્ધ સ્વરૂપ જગતને બતાવી રહેલા છે. સૂર્યદેવ પોતાના દૃષ્ટાંતપરથી જ્ઞાની જનોને સમજાવે છે કે ગમે તેવા ઉત્તમોત્તમ દ્રવ્ય સુખને પ્રાપ્ત કર્યાં છતાં પણ એક વખત એ સુખથી વંચિત થવાનું અવશ્ય છે. મધ્યાહ્નકાળે ઉન્નતિના સર્વોચ્ચ શિખરે ચઢ્યા પછી સાયંકાળે અસ્ત થવાનું ચોક્કસ છે. એ [illegible]થી જ અખિલ બ્રહ્માંડના જીવનની સ્થિતિ સમજી [illegible]ત્તિ, સ્થિતિ અને લય, એ અનાદિ અનંત નિયમ છે; અ[illegible]મ દરેક વસ્તુ, પ્રાણી, પદાર્થ માત્રને લાગુ પડે છે. અ[illegible]ણુ અજ્ઞાની મૂઢ આત્માઓ સદાય મધ્યાહ્ન કાળ જ રહેશે, એમ પોતાની અલ્પ બુદ્ધિથી માની લઇને, સતકાર્યથી ભ્રષ્ટ થઇ, મોહ, મત્સર, મમત્વ તથા દુરાગ્રહને ધારણ કરી, દાંભિક પ્રવૃત્તિમાં પડી જાય છે. એવી રીતે તે બિચારા અમૂલ્ય માનવજીવનને એળે કાઢી, લય-મૃત્યુને પામે છે અને અંતસમયે પશ્ચાત્તાપ કરે છે કે અમે અમારૂં સર્વસ્વ ગુમાંવ્યું ! આવી સ્થિતિ ન થાય તે માટે જ સૂર્યદેવ હમેશાં પોતાની ત્રણ સ્થિતિ–ત્રણ અવસ્થા પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયં સમયે જગત સન્મુખ રજુ કરે છે. અત્યારે તે પૂર્ણ યૌવનાવસ્થામાં છે.

કેટલાક મનુષ્યો ભોજનકાર્યથી પરવારીને પોતાના આત્મીય-સ્નેહી જન સાથે હાસ્ય વિનોદ કરતા બેઠા છે, કોઇ નિદ્રાદેવીનું આરાધન કરવા લાગી ગયા છે, તો કોઇ વળી પોતાની ઉપર રહેલા

કાર્યના બોજાને વહીને, તે કાર્ય પાર ઉતારવામાં બીજું બધું ભૂલી ગયા છે. આ સમયે આપણી આ વાર્તાના નાયક અર્થચંદ્ર શેઠ ભોજન કાર્યથી નિવૃત્ત થઇને ગૃહલક્ષ્મી વિદ્યામતી સાથે મુખવાસ લેતા અને આનંદવિનોદની વાર્તા કરતા પોતાના ભવ્ય પ્રાસાદના સ્વેસમાં બેઠા છે.

વ્યવહારને લગતા અનેક વિષયોપર વાર્તાલાપ થતાં થતાં અર્થચંદ્ર શેઠના મનમાં સ્વાભાવિક રીતે જ એક પ્રશ્નનું સ્ફુરણ થયું કે ' મને અત્યારે જે અતુલ લક્ષ્મી પ્રાપ્ત થઇ છે તે કોના ભાગ્યની હશે ? મારા ભાગ્યની હશે કે મારી પત્ની વિદ્યામતીના ભાગ્યની ? ' તેમણે આ પ્રશ્નનો નિર્ણય પોતાના મનથી જ કરી લીધો કે ' લક્ષ્મી તો કેવળ પુરૂષના ભાગ્યની જ હોય છે. સ્ત્રીઓ જે કાંઇ સુખ વૈભવ ભોગવે છે, એ પ્રતાપ પુરુષના ભાગ્યનો જ છે. સ્ત્રીઓનાં ભાગ્ય એવાં નથી હોતાં કે જેનાથી લક્ષ્મીનું આગમન થાય અને જેનાથી પુરુષો સુખોપભોગ કરી શકે. નહિ, એવું કદી બની શકે જ નહિ. પુરુષ જ અનંત પુણ્યવાન્ છે. પુરુષ આત્મારૂપ છે, સ્ત્રી દેહરૂપ છે. આત્માના પુણ્યે કરીને જ દેહને સુખસમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ મારી પત્ની વિદ્યામતી જે સુખભોગને અનુભવે છે તે મારા પુણ્યના યોગે જ; બાકી તેના પોતાના ભાગ્યથી તો નહિ જ ! '

શેઠજીએ મનમાં ને મનમાં પ્રસ્તુત નિશ્ચય કરીને એ નિર્ણય વિદ્યામતીના અંતરમાં ઠસાવવા તથા પોતાની પત્નીના મુખથી પોતાના ભાગ્યની સ્તુતિ સાંભળવાના ઉદ્દેશથી વિદ્યામતીને પ્રશ્ન કર્યો: " ગૃહદેવી ! તમે અત્યારે જે આ અતુલ લક્ષ્મી અને સુખસમૃદ્ધિનો અનુભવ કરી રહ્યાં છો તે સર્વ કોના ભાગ્યનું છે ? મારા ભાગ્યની કૃપાનું ફળ છે કે તમારા ભાગ્યનું પરિણામ છે ? હું પોતે તો એમ જ માનું છું કે તમે જે આ વૈભવ વિલાસ કરી રહ્યાં છો તે મારા સદ્ભાગ્યને લીધે જ; અને મારી ખાત્રી છે કે તમે પોતે પણ એમ જ માનતાં હોવાં જોઇએ ! "

આવા વિચિત્ર પ્રશ્નને શ્રવણ કરતાં વિદ્યામતીને આશ્ચર્ય થયું કે કોઇ પણ દિવસ નહિ ને અત્યારે શેઠના મનમાં આવા અપ્રાસંગિક પ્રશ્નનો ઉદ્ભવ શાથી થયો હશે ? એવો વિચાર આવતાંની સાથે જ વિદ્યામતીને સમજાયું કે ' શેઠને પોતાની વિપુલ સંપત્તિનું તથા તે સંપત્તિની સહાયથી જે વૈભવ તે ભોગવી રહ્યા છે તેનું અભિમાન થયું લાગે છે. દરેક મનુષ્ય પોતપોતાના ભાગ્ય પ્રમાણે સુખ કિંવા દુઃખ પ્રાપ્ત કરે છે, એમ મહાપુરુષો કથી ગયા છે, પરંતુ શેઠને એ વાર્ત્તાનું વિસ્મરણ થયું લાગે છે. હવે જો હું અત્યારે શેઠના જ ભાગ્યને પ્રાધાન્ય આપીશ તો શેઠના મનમાં ઉત્પન્ન થયેલું અભિમાન અધિકતર વૃદ્ધિને પામશે અને તે સત્ય વસ્તુનું ભાન ભૂલી જશે. વળી જે વૈભવ અત્યારે હું ભોગવું છું તે શેઠની જ ભાગ્યથી ભોગવું છું અને મારા ભાગ્યથી નહિ, એમ પણ કેમ કહી શકાય ? જો આ સુખ વૈભવ મારા ભાગ્યમાં માંડયાં જ ન હોત તો આ સ્થળે હું આવત પણ કેવી રીતે ? માટે હું જે સુખોપભોગને અનુભોગું છું તે મારા જ ભાગ્યનું પરિણામ છે. એટલું જ માત્ર નહિ પણ સ્ત્રી ગૃહલક્ષ્મી કહેવાય છે, તો પુરુષોને જે લક્ષ્મી પ્રાપ્ત થાય છે તે સ્ત્રીના ભાગ્યથી જ પ્રાપ્ત થાય છે એમ શામાટે ન કહી શકાય ? '

એ પ્રમાણે વિચાર કરીને વિદ્યામતી અર્થચંદ્ર શેઠને સંબોધીને બોલીઃ " સ્વામિન્ ! આપને દ્રવ્ય-ધનનું અજીર્ણ થયું છે અને એ અજીર્ણના યોગે અહંભાવ-મદનો તાવ આવ્યો છે. તેથી આપના મનમાં એવો ઉન્માદ થયો છે કે આ લક્ષ્મી વૈભવ એ એ સર્વ આપના ભાગ્યનું છે અને આપની પત્ની-હું પણ આપના જ ભાગ્યથી આ સર્વ સુખ વૈભવને ભોગવું છું. પરંતુ આપની એ માન્યતા ભૂલભરેલી છે કારણકે સ્ત્રી એ જ જગત્માં પુણ્યવતી છે અને સ્ત્રીના પુણ્યે કરીને જ ગૃહમાં લક્ષ્મી દેવીનું આગમન થાય છે. કુદરતનો સામાન્ય નિયમ છે કે સ્વજાતિ

સ્વજાતિને જઇને મળે છે; તેવી રીતે લક્ષ્મી દેવી સ્ત્રીજાતિ હોઇ તે સ્ત્રીજાતિને જઇ મળે એ સ્વાભાવિક છે; તેથી લક્ષ્મી પુરુષના પુણ્યથી નહિ પણ સ્ત્રીના પુણ્યથી જ પ્રાપ્ત થાય છે; પુરુષ તો મહેનત મજુરી કરે અને તેના બદલા તરીકે સામાન્ય સુખ તેની મજુરી જેટલું મળે; જ્યારે લક્ષ્મી સ્ત્રીના ભાગ્યથી જ વૃદ્ધિને પામે છે એ નિઃસંશય છે. સ્ત્રીને ગૃહિણી–ગૃહદેવી કહેવામાં આવી છે. તે લગ્નગ્રંથીથી જોડાઇને પોતાના પતિને ત્યાં કુંકું પગલે આવે છે ત્યારથી ગૃહદેવી તરીકેનો તેનો અધિકાર સ્થાપિત થાય છે અને એ સ્ત્રીનાં પગલાંથી એ ઘરમાં ધન-ભંડાર ભરપૂર બને છે. વ્યવહારમાં એક કુંવારા મનુષ્ય કરતાં પરણેલો મનુષ્ય વિશેષ સમૃદ્ધિવાન્ જોવામાં આવે છે; અને એથી જ મહાપુરુષોએ સ્ત્રીઓને 'રત્નજનની' કહી છે. સ્ત્રી પુરુષના ભાગ્યમાં મેરૂ અને સરસવ જેટલું અંતર છે. સ્ત્રીનું ભાગ્ય મેરૂના જેવડું અનંત છે, જ્યારે પુરુષનું ભાગ્ય સરસવ જેટલું ક્ષુદ્ર છે. જો થોડા શબ્દોમાં કહું તો આપ અત્યારે જે લક્ષ્મી વૈભવ ભોગવો છો તથા સુખસંપત્તિનો લ્હાવો લ્યો છો તે આપના ભાગ્યયોગે નહિ, પણ મારા ભાગ્યને લીધે જ પ્રાપ્ત કરી રહ્યા છો. એથી આપને અભિમાન કરવાનું લેશ પણ કારણ નથી. વળી આપ એ પણ સમજી શકો છો કે કોઇ પણ ગૃહનું આભૂષણ સ્ત્રી છે. સ્ત્રી વિનાનું ગૃહ સ્મશાન સમાન છે. વ્યવહારમાં માન, આબરૂ, પ્રતિષ્ઠા આદિ જે જળવાય છે તે સર્વ સ્ત્રીને લીધે જ. જેના ગૃહમાં સ્ત્રી નથી તેની કીંમત એક કોડીના જેટલી પણ અંકાતી નથી. આથી વિશેષ હું શું કહું ?"

અત્યારસુધી અર્થચંદ્ર શેઠ પોતાની પત્નીના પ્રસ્તુત શબ્દો મૌનપણે સાંભળી રહ્યા હતા. જેમ જેમ વિદ્યામતીના મુખમાંથી શબ્દો નીકળતા હતા તેમ તેમ શેઠજીનો ગુસ્સો વધતો જતો હતો. તેમના ક્રોધની માત્રા એકદમ વધી ગઈ હતી. જ્યારે વિદ્યામતી

બોલતી બંધ પડી ગઈ એટલે શેઠ રોષપૂર્ણ વદને ઉચ્ચ સ્વરે બોલ્યાઃ " પ્રિયે ! ' विवेको दशमो निधिः ' એ વાક્યનું તમને વિસ્મરણ થયું લાગે છે ! તમે કોની સામે બોલો છો, શું બોલો છો, તેનો કશો પણ વિચાર કરતાં લાગતાં નથી. સ્ત્રીના ભાગ્યથી પુરુષ લક્ષ્મી અને સુખસંપત્તિ પ્રાપ્ત કરે છે એમ કહેવું તે કેવળ અસત્યવાદ કરવા જેવું છે. ક્યાં મહામૂલ્યવાન કોહીનૂર અને ક્યાં નિસ્તેજ કાચનો કટકો ? ક્યાં કંચન અને ક્યાં કથીર ? આટલું બધું મિથ્યાભિમાન રાખવું તે કદી પણ વાજબી નથી. સ્ત્રી તો પુરુષના પગની મોજડી સમાન છે, એ તે શી વિસાતમાં ? જગત્માં જે જે મહાન્ આત્માઓ થઇ ગયા છે તે બહુધા પુરુષો જ છે. સ્ત્રી ભોજ્ય છે જ્યારે પુરુષ ભોક્તા છે; અને ભોક્તાના કરતાં ભોજ્યનું મૂલ્ય અધિક છે એમ કહેવું તે મૂર્ખતાનો અવધિ છે; માટે કશા પણ શબ્દનો ઉચ્ચાર કરતાં પહેલાં દરેકે પોતપોતાની શક્તિ અને યોગ્યતાનો ખ્યાલ રાખવો જોઇએ. ન્હાના મ્હોંએ મોટી વાતો કરવાથી કોઇ વખત ભારે પડી જાય છે અને પાછળથી પસ્તાવું પડે છે; તથા જનસમાજમાં હલકાઇ થાય છે. સ્ત્રીનું સૌભાગ્ય પુરુષ છે, સ્ત્રીનો ઇષ્ટ પ્રભુ પતિ છે. તેને તુચ્છ સમજવો તથા પોતાની વડાઇ કરવી તે મહાપાપ છે, વળી જેને કરીને પતિની અવગણના થાય તેવા શબ્દો બોલતાં જે સ્ત્રીને સંકોચ નથી થતો, શરમ નથી આવતી, તેની કીંમત એક કોડીની પણ નથી. જેમ આંકડા વગરનાં મીંડાંની કશી કીંમત હોતી નથી તેવી જ રીતે પુરુષ વિના સ્ત્રીની દશા સમજવી. ચોવીશ તીર્થંકરો, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ, વગેરે પુરુષો જ હતા. એટલે એ ઉપરથી સિદ્ધ થાય છે કે જગત્માં પુણ્યવંત અને લક્ષ્મીના અધિકારી પુરુષો જ છે, અને પુરુષના પુણ્યને લીધે જ લક્ષ્મી–વૈભવ વગેરે મળી રહે છે. માટે મિથ્યાભિમાન ન કરીએ."

શેઠનાં આવાં રોષપૂર્ણ વચનો સાંભળીને વિદ્યામતી કહેવા લાગીઃ " સ્વામીનાથ ! આપ આમ રોષે ન ભરાઓ. આપણી આ

વાર્તા કાંઇ કોઇ શાસ્ત્રનો નિર્ણય કરવાના સંબંધમાં નથી, પરંતુ બે ઘડીની વિનોદચર્ચા જેવી છે, છતાં મારે આપને એટલું તો વિનવવું જ જોઇએ કે આપ સ્ત્રીનો દરજ્જો એકદમ ઉતારી પાડો છો તે તદ્દન અયોગ્ય છે. આપ એટલું જ કહોને કે આપ જેમને મહાત્મા–પ્રભુ તરીકે માનો છો તે તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ વગેરે જગતનો ઉદ્ધાર કરનારા પુરુષોને જન્મ આપનાર કોણ? સ્ત્રીને રત્નાકરની ઉપમા આપી છે, તેની બરોબરી કરી શકે એવું જગતમાં કોણ છે? આપ સ્ત્રીને પગની મોજડીની ઉપમા આપો છો તે આપની પક્ષપાતબુદ્ધિને જ આભારી છે. સીતા જેવી સતી કે જેના સત્ય અને શીલના પ્રભાવે અગ્નિ શીતળ બની ગયો હતો, તે સ્ત્રી હતી કે બીજું કોઇ? સતી દ્રૌપદી કે જેને એકસો ને આઠ ચીર પુરાયાં તે કોણ હતી? બ્રાહ્મી, ચંદનબાળા આદિ અનેક સતીઓ થઇ ગઇ છે. એ સતીઓએ અનેક અસહ્ય સંકટો સહન કરીને પણ શીલનું રક્ષણ કર્યું છે. એવાં કાર્યો કયા પુરુષોએ કર્યાં છે તે તો કહો! સતીઓના શીલને લૂટનારા જેટલા પુરુષો મળી આવશે તેટલી સ્ત્રીઓ પુરુષોના સત્યને તોડનાર નહિ જ મળે. સહનશીલતા, કોમળતા, આર્દ્રતા, આદિ ઉત્તમોત્તમ ગુણો જેટલા સ્ત્રીઓમાં મળી આવશે તેટલા પુરુષોમાં નહિ જ મળે. સ્વાર્થાંધતા, નિષ્ઠુરતા, વગેરે દોષો વધુ પ્રમાણમાં પુરુષોમાં જોવામાં આવે છે. પુરુષના મૃત્યુથી સ્ત્રી જીવનપર્યંત વૈધવ્ય પાળી, પરલોકવાસી પતિના સ્મરણમાં જ પોતાનું જીવન વ્યતીત કરવામાં પુણ્ય સમજે છે, ત્યારે નિષ્ઠુર પુરુષો કે જેમના હૃદયમાં સ્નેહનો સ્હેજ પણ અંશ નથી હોતો તેઓ એક સ્ત્રીના મૃત્યુથી બીજી અને બીજી સ્ત્રીના મૃત્યુથી ત્રીજીની સાથે લગ્ન કરી, કેવળ વિષયના કીડા બને છે, એ શું પુરુષવર્ગને માટે ઓછી શરમાવનારી વાત છે? જેટલી સહનશીલતા સ્ત્રીવર્ગમાં છે, તેનો શતાંશ પણ પુરુષોમાં નથી. તો આપ પુરુષોનાં અસત્ય વખાણ ન કરો, કારણકે ઘરનો આધાર સ્ત્રી ઉપર જ છે.

'ઘરનું ઢાંકણુ-નાર ' એમ કવિઓ કહે છે તે તદ્દન યથાર્થ છે; અને એ ઢાંકણુ જે સ્થળે નથી—જે ઘરમાં સ્ત્રી નથી તે ઘર જ નથી. લક્ષ્મી, વૈભવ ઇત્યાદિ સર્વ સ્ત્રીના ભાગ્યથી જ આવી મળે છે. પુરુષના ભાગ્યથી તો નહિ જ. આ વાતનો એક એ પણુ પ્રબળ પુરાવો છે કે અતિથિસત્કાર, દાન, સેવા, વગેરે પુણ્ય ઉપાર્જન કરવાનાં જે સાધનો છે તેનો બહુધા સ્ત્રીઓ જ ઉપયોગ કરે છે. એટલે એ પુણ્યબંધનથી જ લક્ષ્મી પ્રાપ્ત થાય છે. સ્વામીન્! વધુ શું કહું ? જગત્માં નારીની જ મહત્તા છે. તેનો પ્રત્યક્ષ પુરાવો એ કે પુરુષ લગ્ન કર્યા પહેલાં સ્ત્રીને વસ્ત્રાલંકારાદિ મોકલીને તેનું બહુ માન કરે છે; અને લગ્નસમયે પણુ પુરુષ મોટા સાજનથી અને ધામધૂમથી સ્ત્રીને તેડવાને—તેની સાથે લગ્ન કરવાને જાય છે; તથા પછી તેને મોટા માનપૂર્વક પોતાને ત્યાં તેડી લાવે છે. એ શું આપ ભૂલી જાઓ છો ? "

આવી રીતે વિદ્યામતીએ સ્ત્રીની મહત્તાનું વ્યાખ્યાન કર્યું તે અર્થચંદ્ર શેઠથી સહન થઇ શક્યું નહિ. એથી તે રોષપૂર્ણ સ્વરે બોલ્યાઃ " તને આમ ફાટયે મ્હોંએ બોલતાં જરી પણુ શરમ નથી આવતી ? પોતાના પતિદેવની સામે આવા અપમાનકારક શબ્દો ઉચ્ચારવામાં કેટલું જોખમ સમાયેલું છે તેનો તને જરીકે ખ્યાલ હોય એમ લાગતું નથી. વળી તું આટલો બધો ગર્વ કરે છે તે યોગ્ય નથી. યદા કદાચિત્ પોતાનામાં ગુણુ—ભાગ્યની વિશેષતા હોય તો પણુ જેથી પતિનું મન નારાજ થાય—જેથી પતિનું અપમાન થાય એવા શબ્દો સ્ત્રીથી બોલાય જ નહિ. પુરુષની પાસે સ્ત્રી કશી પણુ વિસાતમાં નથી. જેમ આટામાં લુણુ તેમ પુરુષ પાસે સ્ત્રી. મોજડીનું મૂલ્ય ભલેને લાખો રૂપીઆનું હોય પણુ તે પગમાં જ પહેરાય, કાંઇ મસ્તકે ચડાવાય નહિ. વળી તું કહે છે કે પુરુષ સ્ત્રીને અધીન રહેનાર છે; પરંતુ જે પુરુષ સ્ત્રીને અધીન રહે છે તે ઉત્તમ પુરુષ નથી પણુ અધમ પુરુષ છે, પુરુષ નામને લજાવનાર છે. વળી

સ્ત્રી તો એક જાતનું દ્રવ્યથી ખરીદી શકાય તેવું કરીયાણું છે. તે કરીયાણું જ્યારે જેટલું જોઇએ તેટલું પૈસા આપીને ખરીદી શકાય છે. જ્યાંસુધી પતિનો તેના ઉપર ભાવ હોય છે ત્યાંસુધી તે રાણી તુલ્ય છે; પણ જ્યાં તેના પરથી તેના પતિનું મન ઉતર્યું કે તે એક દાસી–ગુલામડીથી પણ અધમતર બની જાય છે. સ્ત્રી જેટલાં સુખ-વૈભવ ભોગવે છે તે પુરુષની કૃપાનું જ ફળ છે. જગતનું–પૃથ્વીનું આભૂષણ પુરુષ છે, સ્ત્રી નહિ. ઘરનો વંશ રાખનાર અને ઘરને દીપાવનાર પણ પુરુષ જ છે. એક ઘરમાં અનેક કન્યાઓ હોય તો પણ તે નિર્વંશ મનાય છે, જ્યારે માત્ર એક જ પુત્રથી તે ગૃહ દીપી નિકળે છે. સ્ત્રીને તો જ્યાં ત્યાં ' અબળા ' નામથી ઓળખાવેલ છે; જ્યારે પુરુષ ' સબળ ' ગણાય છે. પુરુષ શરીર છે અને સ્ત્રી તેની છાયા છે. એટલે સ્ત્રી પુરુષની પાછળ પાછળ ચાલવાને જ સરજાયેલી છે. પુરુષ કદાચ નિર્માલ્ય હોય તોપણ તે પતિ કહેવાવાનો; અને પતિ એટલે માલિક ! આ ઉપરથી એ નક્કી થાય છે કે પુરુષ જ જગતમાં સર્વોત્તમ છે, અને લક્ષ્મી, વૈભવ, કીર્ત્તિ વગેરે જે સુખો પુરુષ અને સ્ત્રી ભોગવે છે તે પુરુષના ભાગ્યનું જ પરિણામ છે. એ પ્રમાણે તું પણ જે સુખસંપત્તિ ભોગવે છે તે મારા ભાગ્યદેવની કૃપાનું ફળ છે. તેમાં તારા ભાગ્યનો કશો પ્રશ્ન રહેતો જ નથી. છતાં તું અવિચારપૂર્વક દંભપૂર્ણ ભાષણ કરીને પુરુષની અવગણના કરે છે તથા સ્ત્રીની અયોગ્ય અધિકતા વર્ણવે છે તે કોઇ રીતે વાજબી નથી. એટલું જ નહિ પણ વ્યવહાર અને ધર્મદૃષ્ટિએ પણ તે તને કર્મ બંધન કરાવનારું અને અધોગતિ આપનારું છે. માટે બોલેલા બોલની ક્ષમા માંગી–પશ્ચાત્તાપ કરીને મારા ભાગ્યથી જ આ વૈભવ ભોગવે છે એમ કબુલ કરી લે. ”



# પ્રકરણ ૨ જું.

## પૂર્વ પરિચય.

પાપતાપ મટાડનારી, પતિતપાવની, પવિત્ર ભારતભૂમિમાં માલવ નામે મનોહર દેશમાં ક્ષિપ્રા નદીને કિનારે રમણીય ઉજ્જયિની નામક નગરી આવેલી છે. વન, વાડી, આરામ, નદી, કૂવા, તલાવો, ઇત્યાદિ અનેક પ્રકારની બાહ્ય લક્ષ્મી તથા પવિત્ર, સંત, પરોપકારી, દાન પુણ્ય કરનાર, ન્યાયનીતિપૂર્ણ સત્કાર્યોથી સ્વપરહિત કરનાર, મનુષ્યોરૂપી આભ્યંતર લક્ષ્મીયુક્ત એ ઉજ્જયિની નગરી ક્ષણભર સાક્ષાત્ અલકાપુરીનું પ્રત્યક્ષ દર્શન કરાવે છે. અન્ય પ્રદેશમાંથી કોઇ પણ મુસાફર જો ઉજ્જયિની નગરીમાં પ્રવેશ કરે તો તેને ઘડીભર એવો ભાસ થાય કે જાણે પોતે આ લોકમાં નહિ પણ સ્વર્ગલોકમાં આવી રહેલો છે. એવી આનંદ અને સૌંદર્યપૂર્ણ ઉજ્જયિની નગરીમાં સર્વ જાતિનાં મનુષ્યો રહે છે. તે સહુ પોતપોતાના આચારધર્મમાં રત છે. તેમની એવી સમજણ છે કે ' आचारः प्रथमो धर्मः ' અથવા ' आचारः परमो धर्मः ' અર્થાત્ આચાર એ જ પ્રથમ—આદિ ધર્મ છે; અને આચારશુદ્ધિ રહી છે ત્યાં ત્યાં સુખસંપત્તિ આદિ આ લોક અને પરલોકનાં શ્રેયઃસાધનોની પ્રાપ્તિ છે; અને જ્યાં આચારભ્રષ્ટતા છે ત્યાં ઉભય લોકનું અહિત જ છે. વ્યક્તિથી લઇને સમષ્ટિસુધી જોઇએ તો જ્યાં જ્યાં, જેની જેની અધોગતિ—અવનતિ થઇ છે તે મુખ્યત્વે કરીને આચારભ્રષ્ટતાને લીધે જ થયેલી છે. આર્ય મહાપુરૂષોએ પુરુષાર્થના ચાર મુખ્ય ભેદ કહેલા છે. તેમાં અર્થ, કામ અને મોક્ષ એ ત્રણની પ્રાપ્તિ ખાસ કરી ધર્મને લઇને જ થાય છે; અને તેથી જ ચાર પુરૂષાર્થમાં પ્રથમ ધર્મને સ્થાન આપેલ છે. જો ધર્મરૂપી દીપકને પાસે રાખીને અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિને માટે યોગ્ય પ્રવૃત્તિ થતી હોય તો પછી કદાપિ તે વ્યક્તિ કિંવા સમષ્ટિને દુઃખનું દર્શન થાય નહિ એ

નિઃસંશય છે. વર્તમાન સમયમાં જડવાદના પ્રચારથી પુરુષાર્થના પહેલા અને છેલ્લા બે માર્ગોને તજી દેવામાં આવ્યા છે; અને માત્ર અર્થ તથા કામને જ માનવજીવનની સફળતા–ઇતિકર્ત્તવ્યતા માનીને, તેને પરિણામે દુઃખસમુદ્રમાં ગોથાં ખાતાં અનેક મનુષ્યો અત્ર–તત્ર આપણી દૃષ્ટિએ પડે છે. પૂર્વ કાળમાં સહુ પોતપોતાના ધર્માચારમાં રત રહેતા હોવાથી અત્યારના જેવો જીવનકલહ તે સમયે જગત્‌માં ન હતો; સર્વ મનુષ્યો દૈવી જીવનનો લ્હાવો લેતા હતા; આજે તેનું સ્વપ્નું પણ નથી. એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી કે અત્યારે લગભગ દરેક વ્યક્તિ આચારભ્રષ્ટ–કર્ત્તવ્યભ્રષ્ટ–ધર્મભ્રષ્ટ થયેલ છે; અને તેથી આપણે ભલે આપણને અગાઉ કરતાં વિશેષ આગળ વધેલા માનતા હોઇએ પણ અત્યારનું જીવન પાશવજીવનથી પણ વધારે દુઃખદ બન્યું છે. પૂર્વકાળમાં અત્યારના જેવી કળાઓ કલામ વિકાસને પામી નહિ હોય છતાં તે સમયના મનુષ્યોનું જીવન આજના કલાવિદોને પણ ઇર્ષ્યા ઉત્પન્ન કરે તેવું તો હતું જ. આજે કદાચ ક્ષણિક વૈભવ–સમૃદ્ધિ વધ્યાં હશે, પણ તેની સાથે જીવનકલહ કેટલો વધ્યો છે તેનું કોઇ સરવૈયું કાઢશે ખરું ?

પૂર્વ કાળના વ્યાપારીઓ–વણિકોનો વિચાર કરીએ તો તેમના સંબંધમાં શામળભટ્ટ જેવા સમર્થ કવિ પણ જણાવે છે કે

"વણિક તેહનું નામ જેહ જૂઠું નવ બોલે."

આવાં વાક્યોથી તે સમયના વણિકો–વ્યાપારીઓ કેવા કર્ત્તવ્યનિષ્ઠ હતા તેનો અચ્છો ખ્યાલ આવી શકે છે. આજના વણિકોના સંબંધમાં પણ વિદ્વાનો મૌન રહ્યા નથી. કર્ત્તવ્ય–ધર્મભ્રષ્ટ વ્યાપારીઓના સંબંધમાં કોઇ વિદ્વાને યોગ્ય જ કહ્યું છે કેઃ—

"मौल्येन किंचित् तुलया च किंचित् माप्येन किंचित्...
किंचिच्च किंचिच्च समाचरंति प्रत्यक्ष चौरा वणिजा भवन्ति."

માત્ર વણિકોના જ સંબંધમાં નહિ પણ દરેકના સંબંધમાં જોઇશું તો તેઓ આપણને કર્ત્તવ્યભ્રષ્ટ થયેલા દૃષ્ટિગોચર થશે. પૂર્વ

સમયના ક્ષત્રિયોમાં જે શૌર્ય, પ્રમાણિકતા અને દેશ તથા પ્રજાને માટે આત્મભોગની વૃત્તિ તથા સ્વાર્થત્યાગ દૃષ્ટિગોચર થતાં હતાં, તેને બદલે આજના ક્ષત્રિયોનું અવલોકન કરીશું તો ઘણે ભાગે ભીરુતા, દુર્વ્યસન, કર્તવ્યભ્રષ્ટતા, આદિ અનેક દોષોથી તેઓ એવા તો ઘેરાઇ ગયેલા નજરે પડશે કે જે જોઇને ઇતિહાસના જ્ઞાતાને જરૂર અશ્રુપાત થયા સિવાય રહેશે નહિ. આમ લગભગ આખો સમાજ આચાર-ભ્રષ્ટતાનો ભોગ થયેલ છે અને તેથી જ્યાં જુઓ ત્યાં સ્વાર્થાન્ધતા, વૈર, દ્વેષ, ઇર્ષ્યા જ દૃષ્ટિએ પડે છે. જેમ ગૃહસ્થવર્ગ કર્તવ્યભ્રષ્ટ થયેલ છે, તેમ ત્યાગી વર્ગ પણ બહુધા કર્તવ્ય–આચારભ્રષ્ટ થયો છે. પૂર્વના ત્યાગીઓ સત્યવાન્, પવિત્રહૃદયી, ઉદારચરિત, ક્ષમા, દયા, પ્રેમ ઇત્યાદિ ગુણોથી યુક્ત અને અહર્નિશ પોતાનાં શુભ કર્તવ્યોમાં મગ્ન રહી, મૌન રહ્યા રહ્યા જગતના ઉદ્ધારમાં પોતાનો ભાગ આપતા હતા તથા ભવાર્ણવમાં ભટકતા હતા; ત્યારે આજના કહેવાતા ત્યાગીઓ–મહાત્માઓને જોઇશું તો ઘણે ભાગે દંભી, પ્રાપંચિક વૃત્તિવાળા, ઇર્ષ્યાળુ અને કેટલાક તો ગૃહસ્થાશ્રમીઓ કરતાં પણ વિશેષ અધમ વૃત્તિવાળા દેખાય છે; અને ઊંડા ઉતરીને અત્યારની પરિસ્થિતિનો વિચાર કરીશું તો અત્યારે ગૃહસ્થાશ્રમ આ સંસારમાં વિષરૂપ બન્યો છે, તે મોટે ભાગે ઉપર જણાવેલા મહાત્માની કૃપા (?)નું જ પરિણામ છે.

ટુંકમાં વર્તમાન સમયે દરેક સમાજ પોતપોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થવાને લીધે હીન દશાને પામેલ છે અને જ્યાં સુધી તે આચાર–કર્તવ્યપરાયણ નહિ બને ત્યાંસુધી અવનતિમાંથી મુક્ત થઇને ઉન્નતિ પામવી તે સર્વથા અશક્ય છે.

હવે આપણે આપણા કથાનક તરફ વળીએ. ઉજ્જયિની નગરીની સર્વ પ્રજા આચાર–કર્તવ્યપરાયણ હોવાથી જાણે લક્ષ્મી અને સરસ્વતી બન્ને દેવીઓએ આ નગરીને જ પોતાનું નિવાસસ્થાન બનાવ્યું હોય એમ જણાય છે. દરેક પ્રકારના વ્યાપાર, ઉદ્યોગ, કળા, વગેરેના ધામરૂપ ઉજ્જયિની નગરીમાં અરિમર્દન નામક

નૃપતિ આપણા કથાનકના સમયે રાજ્ય કરે છે. એક રાજામાં જે જે ગુણોની આવશ્યકતા છે તે સર્વ સદ્ગુણોથી અલંકૃત અરિમર્દન રાજાએ પોતાના શત્રુઓના–અરિઓના માનનું મર્દન કરીને પોતાના નામને સાર્થક કર્યું છે. તે પ્રજાને પોતાનાં પુત્ર પુત્રી તરીકે પાળે છે. તેના રાજ્યમાં કોઇ પણ જાતનો પક્ષપાત કે અન્યાય દૃષ્ટિએ પડતો નથી. તેનું રાજ્ય કેવળ નિષ્કંટક છે. તેના મનમાં માત્ર એક જ ચિંતા રહે છે કે 'મારા રાજ્યમાં અન્યાય, અનીતિ અને જુલ્મનો પ્રવેશ થવો જોઇએ નહિ; અને પ્રજાને કશી પણ ફરિયાદ કરવાનો સમય ન આવે તો જ હું રાજ્યપદને યોગ્ય ગણાઉં.'

પૂર્વના રાજાઓની ચિંતા જ્યારે આવા પ્રકારની હતી ત્યારે આજકાલના રાજકર્ત્તાઓની ચિંતાનો વિષય મોટે ભાગે ભંડાર કેમ ભરવા, પોતાના વૈભવોને કેવી રીતે વધારવા, અને તે માટે કર, વેરા, વેઠ વધારી, અન્યાય અનીતિ કરીને પણ દ્રવ્ય કેવી રીતે એકઠું કરવું, તેને લગતો જ થઇ પડ્યો છે. વળી હાલના કેટલાક રાજકર્ત્તાઓ તો રાજ્યાધિકાર કરતાં વ્યાપારને વિશેષ કલ્યાણકારક માને છે. તેમણે પ્રજાનું લોહી ચૂસીને એકઠા કરેલા પૈસાનો વ્યય પોતાની ઇચ્છાતૃપ્તિને માટે કરવાનો તેમને કશો પણ હક્ક કે અધિકાર નથી; છતાં પણ તે પૈસાની મદદથી વ્યાપાર કરીને રાજકર્ત્તાઓ હવે વ્યાપારી બનવા લાગ્યા છે. આથી પ્રજાના વ્યાપાર ધંધાને કેટલું બધું નુકસાન પહોંચે છે તેની દ્રવ્યપ્રાપ્તિમાં અંધ બનેલા રાજકર્ત્તાઓ કિંવા તેમના સ્વાર્થપરાયણ અધિકારીઓને સ્હેજ પણ દરકાર હોતી નથી. આવા રાજ્યમાં નિવાસ કરતી પ્રજા સુખી ન જ હોય એ સ્વાભાવિક છે. "राजा हरति सर्वस्वं, का तत्र प्रतिवेदनाम्?" ઇત્યાદિ કથનો વર્ત્તમાન રાજકર્ત્તાઓને માટે યથોચિત છે.

ઉજ્જયિની નગરીમાં જેમ રાજા રાજ્યપદને યોગ્ય છે તેમ ત્યાંની પ્રજા પણ પોતાના ધર્મોનું યથાર્થ પાલન કરે છે. તે નગરમાં અર્થચંદ્ર નામક એક વણિક રહે છે. તેને પોતાના જૈન ધર્મમાં અત્યંત

શ્રદ્ધા છે; તેમજ જૈન શ્રાવક અને એક વ્યવહારી તરીકેના જે જે ગુણો જોઇએ તે સર્વ ગુણોથી તે યુક્ત છે. તેના ઘરના દ્વારપર અનેક યાચકો રોજ દૃષ્ટિએ પડે છે. તેમને મિષ્ટ વચનની સાથે યોગ્ય દાન આપવામાં આવે છે. સત્ય, શીલ, વગેરે ગુણોથી વિભૂષિત આ અર્થચંદ્ર શેઠને વિદ્યામતી નામની પોતાના નામને સાર્થક કરનારી પત્ની છે. વિદ્યામતી પણ એક સ્રીને યોગ્ય સર્વ સદ્ગુણોથી સંપન્ન છે. તેમાંયે જે ગુણોથી સ્વસુર અને પિયર ઉભય પક્ષ ઉજ્જ્વલ બને તેવા વિનય, સેવા, ક્ષમા, ધૈર્ય, ઇત્યાદિ ગુણોથી વિભૂષિત વિદ્યામતી અર્થચંદ્રને અતિપ્રિય છે. વિદ્યામતીમાં નામ પ્રમાણે વિદ્યાનો ગુણ પણ અદ્‌ભુત છે. તેણે પિતૃગૃહે અનેક ભાષાઓ, લલિતકળાઓ, શાસ્ર, અવનવી વિદ્યાઓ જેવી કે અશ્વ પરીક્ષક વિદ્યા, મસ્તિષ્ક વિદ્યા, પશુપક્ષીવાચા પરીક્ષક વિદ્યા આદિનું અપૂર્વ જ્ઞાન પ્રાપ્ત કર્યું છે. નાની વયમાં એવું અદ્‌ભુત જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ઉજ્જયિનીમાં તેની ઘણી કીર્તિ થાય છે. વિદ્યામતી અને અર્થચંદ્રનું દંપતી પરસ્પર સ્નેહયુક્ત જીવનનો લ્હાવો લે છે; અને "જ્યાં સ્નેહ ત્યાં સર્વસ્વ છે" એ સૂત્રને યથાર્થ રીતે અમલમાં મૂકે છે. કેમ જાણે એક હૃદયનાં બે શરીર અલગ ન હોય? એવા શુદ્ધ સ્નેહથી બન્ને જણા સ્વર્ગીય સુખનો અનુભવ કરે છે. અર્થચંદ્ર ગર્ભશ્રીમંત છે, તેમાં પણ દાન, પુણ્ય વગેરે સત્કાર્યોને યોગે લક્ષ્મી પણ દિન પ્રતિદિન વૃદ્ધિને પામતી જાય છે; અને એક માત્ર સંતાનની ખામી સિવાય આ દંપતીને 'નવે નિધિ અને અષ્ટ સિદ્ધિ' છે.

એક વખત રાત્રીએ સૂતાં સૂતાં શેઠને પોતાનાં લક્ષ્મી–વૈભવ સંબંધી વિચાર થયો. એ વિચારમાં તે પોતાના પુણ્યની–ભાગ્યની બલિહારી સમજી આનંદમસ્ત બન્યો. તેને પરિણામે તેના મનમાં એવો વિચાર આવ્યો કે 'મારી પત્ની વિદ્યામતી જે વૈભવ ભોગવે છે તે મારા ભાગ્ય–પુણ્યને યોગે જ! માટે મને ધન્ય છે! પણ હું

જેમ આ સર્વ સુખોને મારા ભાગ્યનું પરિણામ માનું છું, તેમ વિદ્યામતી પણ સમજતી હશે કે નહિ એ મારે જાણવું જોઈએ, અને તેના મુખેથી જ મારે મારા ભાગ્યની પ્રશંસા શ્રવણ કરવી જોઇએ'

આવો વિચાર થતાં તેનો ખુલાસો મેળવવાને તેનો જીવ તલપાપડ બન્યો. પરંતુ સમય રાત્રીનો હતો, વિદ્યામતી નિદ્રાધીન બની ગઇ હતી; તેથી તેને શાંત નિદ્રામાંથી જાગૃત કરીને પ્રસ્તુત પ્રશ્ન કરવાનું તેને યોગ્ય લાગ્યું નહિ. એટલે બીજે દિવસે ભોજનનં કાર્યથી નિવૃત્ત થયા પછી આ પ્રેમી દંપતી રવેસમાં બેઠાં હતાં તે સમયે પોતાના મનમાં ગત રાત્રીથી ઘોળાતા વિચારને અર્થચંદ્રે વિદ્યામતી પાસે પ્રકટ કર્યો. અર્થચંદ્રે વિદ્યામતીને જે પ્રશ્ન કર્યો તથા તેનો તેની શાણી અને ચતુર પત્નીએ જે જવાબ આપ્યો તે આપણે પહેલા પ્રકરણમાં જોઇ ગયા છીએ. હવે એ સહજ પ્રશ્નનું કેવું પરિણામ આવે છે તે આપણે આગળ જોઇશું.

---

## પ્રકરણ ૩ જું.

### જોષી બાવા.

મનનો એક એવો સ્વભાવ છે કે જો અમુક બાબત કે વસ્તુ પોતાને પસંદ પડી તો પછી તે ગમે તેવી ખરાબ હોવા છતાં તેમાં દોષ દૃષ્ટિએ પડતો નથી અને યદા કદાચિત્ તે વસ્તુ કે બાબતમાં મન નારાજ થયું તો તે ગમે તેવી નિર્દોષ અને સારી હોવા છતાં તેના પ્રત્યે અત્યંત અભાવ થઇ જાય છે. મનના એવા સ્વભાવને લીધે કેટલીક વાર ભારે વિપરીત પરિણામો આવ્યાં છે. ઘણી વખત એક બીજા પરસ્પર હાંસી કરતાં અત્યંત ઉશ્કેરાઇ જાય છે અને પોતપોતાના મુદ્દાને મકોડાની માફક વળગી રહે છે. પરંતુ તેવા સમયે હાંસી કરનારાઓએ કોઇ પણ વાત કે શબ્દને વળગી રહેવું એ ટેવ અનિષ્ટ છે. શેઠ શેઠાણી માત્ર વિનોદની ખાતર લક્ષ્મી

કોના ભાગ્યની છે, તે પ્રસંગ ઉપર ચર્ચા કરતાં હતાં; પરંતુ તેમાં મમતપર ચડી જવાથી એક બીજાનાં મનને દુઃખ થયાનું આપણે પહેલા પ્રકરણમાં જોઇ ગયા છીએ. સામાન્ય વાતમાંથી તેઓ વાદ-વિવાદ ઉપર ચડી ગયાં અને તેથી તેમનાં હૃદયને જોડનાર સ્નેહ-તંતુને આઘાત પહોંચ્યો; અને 'મન ભાંગ્યું કુવેણુ' એ કહેતી અનુસાર બન્નેનાં મન ભગ્ન બની ગયાં. મન ભગ્ન થયા પછીનું જીવન કેવું દુઃખદાયક અને કંટાળાભરેલું થઇ પડે છે એ તો માત્ર અનુભવીઓ જ જાણે છે. શેઠના મનમાં એવો જ વિચાર થવા લાગ્યો કે 'સ્ત્રી અનેક દોષોથી ભરેલી છે. તેણે પતિને પ્રભુતુલ્ય માનવો જોઇએ. તેને બદલે વિનયહીન બની, મારૂં માન નહિ સાચવતાં, અદબ નહિ રાખતાં મારૂં અપમાન કર્યું. મેં જે જે કહ્યું તે સર્વને તોડી પાડ્યું. તેણે મારી સ્હામે બોલતાં જરીએ વિચાર ન રાખ્યો, જાણે તેનો અધિકાર મારા જેટલો જ હોય અથવા મારા કરતાં અધિક હોય, તેમ મને અમર્યાદિત જવાબો આપ્યા! આજે મારૂં મોટામાં મોટું અપમાન થયું છે!' આવા વિચારોરૂપી તેલની આહુતિ પડવાથી શેઠના અંતરમાં ક્રોધની જ્વાલા વિશેષ પ્રજ્વલિત થવા લાગી. પત્નીપર જે સદ્‌ભાવ હતો તે અદૃશ્ય થયો અને તેનું સ્થાન વિરોધભાવને પ્રાપ્ત થયું.

આથી એક વખત શેઠે એવો વિચાર કર્યો કે 'જેમ તળાવ વગેરેમાં રહેલું પાણી ધીમે ધીમે પાળને છાંડી દે છે અને છેવટે સર્વથા સુકાઇ જાય છે, તેમ મારે પણ મદમાં છકેલી આ મૂર્ખ માનિનીનો સર્વથા ત્યાગ કરી દેવો. એકદમ ત્યાગ કરવો તે ઠીક નહિ, કેમકે એથી જગત્‌માં કદાચ મારી અપકીર્ત્તિ થાય અને પરિ-ણામે ક્લેશ વધે.' આવા વિચારથી ઉદાસ મનપૂર્વક શેઠ પોતાની સ્ત્રીની સાથે વ્યવહાર ચલાવ્યે જાય છે.

'મનો મન સાક્ષી' આવી એક કહેવત છે. પહેલાં તો વિલા-સવતીના મનમાં અર્થચંદ્ર પ્રત્યે જરા પણ અભાવ ન હતો; પણ

જ્યારે તેણે શેઠનું મન તથા વ્યવહારને વિરક્ત રૂપમાં જોયાં ત્યારે તે પણ સમજી ગઇ કે ' એક સામાન્ય હાસ્યવિનોદના સમયે મેં કહેલા શબ્દોને શેઠે પોતાના મનમાં રાખી મૂક્યા છે અને તે મારા પર રોષભર્યું વર્ત્તન રાખે છે તો પછી હવે મેં જે કહ્યું છે તે વાતને હું કેમ તજી દઉં ? મારૂં માન હું કેમ મૂકી દઉં ? હવે તો જેમ બનવાનું હોય તેમ બને. માત્ર મારૂં શીયળ અખંડિત હશે તો મને કોઇ જાતની હરકત આવશે નહિ. એ તો જગતનો વ્યવહાર જ છે કે—થાય તેવા થઇએ તો ગામ વચ્ચે રહીએ, નહિતર માર ખાઇએ; તો આપણે પણ એ વ્યવહારને અનુસરવું ! ' આવો વિચાર કરીને વિદ્યામતી પણ જેવા ભાવથી શેઠ તેની સાથે વર્ત્તન રાખતા હતા, તેવા ઉદાસિન ભાવપૂર્વક તેમની સાથે વર્ત્તન રાખવા લાગી. આનું પરિણામ એ આવ્યું કે ક્લેશ શાંત થવાને બદલે વિરોધ વધતો ચાલ્યો. એક બીજાનાં અંતરની વચ્ચે અંતર વધવા લાગ્યું, અને પછી તો હાસ્ય પણ ગાળરૂપ નિવડવા લાગ્યું. જાણે તે બન્ને એક ભાડુતી મકાનમાં રહેતાં હોય તેમ ભાડુતી વ્યવહાર ચલાવવા લાગ્યાં. આવી સ્થિતિ થવાથી સ્ત્રીના હૃદયને ઘણો જ આઘાત થયો. પણ માન-દંભ એ એક એવી રાક્ષસી વસ્તુ છે કે તેના સપાટામાં આવનાર કોઇ વિરલ જ પોતાનો બચાવ કરી શકે છે. ઘણાઓ માત્ર દંભના કારણે જ રાજા મટીને રંક બન્યા છે—અકાળે મરણને શરણ થયા છે, એ ઇતિહાસના જ્ઞાતાઓથી અજ્ઞાત નથી.

જેમ જેમ સમય પસાર થવા લાગ્યો તેમ તેમ પતિપત્નીમાં આંતર વિરોધ વધવા લાગ્યો. સુખી જીવનનાં તો સ્વપ્નાં થયાં. એવામાં એક દિવસે બપોરે ભોજનથી પરવારી શેઠ મેડીપર ગોખમાં બેઠા છે અને શેઠાણી ગૃહકાર્યમાં રોકાયેલાં છે, તે વખતે શેઠે એક વૃદ્ધ બ્રાહ્મણને રાજમાર્ગપર થઇને ચાલ્યો જતો જોયો. શેઠ એ વૃદ્ધ બ્રાહ્મણને પૂર્ણપણે ઓળખે છે. જેનું નામ નારાયણ છે, જેની પાસે જ્યોતિષને લગતો ગ્રંથ છે, જેની પાઘડીમાં ટીપણું શોભી રહ્યું છે,

જેણે લગભગ એક સો શરદ ઋતુનો અનુભવ કર્યો હોય એવું અનુમાન થાય છે, એવા વૃદ્ધ બ્રાહ્મણને જોઇને શેઠે વિદ્યામતીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે " આ વૃદ્ધ બ્રાહ્મણ જ્યોતિષ વિદ્યામાં અતિ કુશળ છે. ઘણા લોકો તેને ત્રિકાળવેત્તા માને છે. તેને બોલાવીને આપણા ભાગ્યની પરીક્ષા કરાવીશું? કેમ, તમારી શી મરજી છે?"

વિદ્યામતીએ શેઠની ઇચ્છાને અનુમોદન આપ્યું, એટલે તત્કાળ નોકરને તે વૃદ્ધ બ્રાહ્મણની પાછળ મોકલી, તેમને પોતાને ત્યાં બોલાવ્યા. વૃદ્ધ જોષી બાવા મેડીપર આવતાં શેઠે તેમને યોગ્ય આદરસત્કારપૂર્વક આસન આપ્યા બાદ પરસ્પર કુશળ પ્રશ્નો થયા. નોકર જોષી બાવાને ઉપર પહોંચાડીને તુરત જ નીચે ચાલ્યો ગયો હતો.

ત્યારપછી શેઠે વિધિપૂર્વક જોષી બાવા સન્મુખ ફોફળ તથા સુવર્ણમુદ્રિકા ધરીને વિનયપૂર્વક પ્રશ્ન કર્યો: " હે મહારાજ! અત્યારે અમે જે વૈભવ-લક્ષ્મી સંપાદન કરી શક્યાં છીએ, સંસારનાં જે સ્વર્ગીય સુખોને અનુભવીએ છીએ, તે કોના ભાગ્યે કરીને? મારા ભાગ્યયોગે કિંવા મારી પત્નીના ભાગ્યે કરીને? કોના પુણ્યોદયથી આ સુખી જીવન અમે ગુજારીએ છીએ? અમારા બેમાંથી કોઇનો પણ પક્ષપાત કર્યા સિવાય આ વિષયમાં જે આપના સમજવામાં આવે તે અમને જો આપ વિનાસંકોચે જણાવશો તો આજ કેટલાક દિવસથી અમારા મનમાં જે અંદેશો રહ્યો છે તે દૂર થશે. વળી આપ ત્રિકાળવેત્તા છો, વૃદ્ધ છો, બ્રાહ્મણ છો, એટલે આપનું કથન અસત્ય નહિ જ હોય એમ હું માનું છું."

પોતાને આવો પ્રશ્ન થવાથી જોષી બાવાએ જ્યોતિષ વિદ્યાના આધારે આ બન્નેનાં ભાગ્ય, ધન, લાભ, વગેરેનાં ભુવન જોવા માંડયાં. જે વખતે જોષી બાવા ગૃહકુંડળી જોતા હતા, તે વખતે શેઠે તો પોતાના મનમાં એવો જ નિશ્ચય કરી લીધો હતો કે 'મેં શરૂઆતમાં જ એક સુવર્ણમુદ્રિકા મૂકી છે, અને હજી પણ હું ઘણું આપીશ, એમ જોષી મહારાજ સમજે છે. એટલે તે મારા જ ભા-

મની પ્રશંસા કરશે, એમાં જરા પણ શંકા નથી અને એ પ્રમાણે થતાં આ અભિમાનિની સ્ત્રી વિનાવિલંબે ખરી પડી જશે." એમ વિચારતાં શેઠનાં મનમાં તો હર્ષની છોળો ઉછળવા લાગી. પરંતુ કલાપીએ કહ્યું છે કેઃ—

" આંસુડાં જ્યાં નયનપરથી હર્ષનાં ના સુકાયાં,
" ત્યાં તો નેત્રો દુઃખમય બને આંસુની ધારવાળાં ! "

શેઠની પણ એવી જ સ્થિતિ થઇ. શેઠ જોષી બાવા સામે આતુર દૃષ્ટિપૂર્વક જોઇ રહ્યા છે; તેવામાં જોષીએ પોતાના જ્ઞાનને આધારે કરેલા નિર્ણયને શેઠ પાસે પ્રકટ કરવાના હેતુથી, ઉંચું મસ્તક કરીને કહેવા માંડ્યુંઃ " શેઠજી ! જો આપ બન્નેમાંથી કોઇ રીસ ન ચઢાવો તો મને જે સત્ય સમજાય છે તે હું આપની પાસે નિવેદન કરૂં."

શેઠે જાણ્યું કે પોતાના કથનથી વિદ્યામતીને રીસ ચઢશે એવી જોષી મહારાજને બીતિ લાગે છે. એટલે તેમણે કહ્યું કે " મને કિંવા મારી પત્નીને આપના સત્ય કથનથી બિલકુલ રીસ ચડવાની નથી." મનમાં તો તેમના આનંદનો પાર ન હતો, પણ તે આનંદ અલ્પ સમયમાં જ અદૃશ્ય બની ગયો.

જોષી મહારાજે કહ્યુંઃ " અર્થચંદ્ર શેઠ! આપ ધર્મવાન છો, દયાવાન્ છો, ઉદાર છો, સર્વસદ્ગુણસંપન્ન છો; પરંતુ એટલું તો મારે કહેવું જોઇએ કે આપના ગૃહમાં જે અતુલ લક્ષ્મી અને વૈભવાદિ છે, તે સર્વ આપના નહિ પરંતુ આપનાં પત્ની વિદ્યામતીબાઇના ભાગ્યનું છે. એ એવાં પુણ્યવાન્ અને ભાગ્યવાન્ છે કે તેમના એ અદ્ભુત અને અપૂર્વ ભાગ્ય.........."

જોષી બાવા પોતાનું વાક્ય પૂરૂં કરે તે પહેલાં જ શેઠના પગથી તે મસ્તકસુધી ક્રોધ સળગી ઉઠયો. પોતાના મનમાં જે ધારણા હતી તેનાથી ઉલટી જ વાર્તા સાંભળવાથી જાણે પોતાના ઉપર કારમો વજ્રપાત થયો હોય એટલું શેઠને દુઃખ થયું ! તેમના મનમાં એક

તદ્દન વિચિત્ર કલ્પનાનો પ્રાદુર્ભાવ થયો કે ' મારી સ્ત્રી આ ભિક્ષુકને મારાથી ગુપ્ત રીતે અવારનવાર કાંઇક આપતી હશે એથી તેણે મારી સ્ત્રીનો કેવળ પક્ષપાત કર્યો છે; અને ઇરાદાપૂર્વક મારી સ્ત્રી પાસે મારૂં અપમાન કરવાને માટે જ તેણે મારી સ્ત્રીના ભાગ્યની પ્રશંસા કરી છે. તેનાં આવાં દુષ્ટ અને નિંદ્ય વચનો વધુ વખત શ્રવણ કરવાં તે યોગ્ય નથી. ' એવા વિચારથી શેઠ એકદમ ક્રોધાવેશમાં આવી જઇને જોષીને પોતાનું વાક્ય પૂરૂં કરવા દીધા સિવાય જ વચ્ચે બોલી ઉઠયાઃ " અરે વૃદ્ધ કપિ ! ભામટા ! તું મૂર્ખશિરોમણિ છે, ઉઠ અહીંથી ! ઘરડો થયો તોપણ તારામાં જરીએ અક્કલ ન આવી ! દુષ્ટ ! અહીંથી જલ્દી રવાના થઇ જા ! "

જો આ સ્થળે કોઇ ઉગ્ર સ્વભાવનો બ્રાહ્મણ હોત તો તેણે શેઠને બરાબર ચમત્કાર દર્શાવ્યો હોત; પરંતુ વૃદ્ધ નારાયણ શાસ્ત્રી જ્ઞાતા, શાન્ત પ્રકૃતિના અને સત્ત્વગુણી હતા. તે શુદ્ધ બ્રાહ્મણ હતા એટલે ક્રોધરૂપી ચાંડાલના સંસર્ગથી ભ્રષ્ટ બનેલા શેઠનો સ્પર્શ કરવો કિંવા તેની સાથે ભાષણ કરવું તે તેમને સર્વથા અનુચિત લાગવાથી, પેલી સુવર્ણમુદ્રિકા અને ફેણળને ત્યાં જ પડયાં રહેવા દઇને તે શાંતિપૂર્વક એક પણ શબ્દોચ્ચાર કર્યા સિવાય ત્યાંથી ચાલ્યા ગયા. તેમણે મનમાં વિચાર કર્યો કે ' સત્ય અત્યારે કોઇકને જ ગમે છે, બાકી તો સહુને ખુશામત વધુ પ્રિય હોય છે. તેમાંએ જરા લક્ષ્મી કે અધિકારની પ્રાપ્તિ થઇ એટલે તેવાની પાસે તો ખુશામતની જ જરૂર પડે છે. તેમની પાસે અપ્રિય સત્યનું કથન કરનાર શત્રુ સમાન થઈ પડે છે ! શેઠની પણ અત્યારે એવી મનોદશા હોવાથી તેમની તો કેવળ દયા ખાવી તે જ ઉચિત છે. ' આવા વિચારપૂર્વક શેઠની મનઃસ્થિતિ માટે ખેદ કરતા જોષી મહારાજ સ્વગૃહે ચાલ્યા ગયા.

જોષીના ગયા પછી અર્કચંદ્રના મનમાં વિચાર આવ્યો કે જેવી વિદ્યામતી મૂર્ખ છે, તેવો જ આ ભામટો પણ મહામૂર્ખ

શિરોમણિ છે. આ ભામટાના કથનથી સ્ત્રીના મનમાં હુંપણું વધારે આવશે અને મારૂં માન ઘટશે. માટે મારે હવે તેને બતાવી આપવું જોઇએ કે તેના ભાગ્યમાં શું માંડેલું છે ? હું ઘરમાં એક પાઇ પણ નહિ રહેવા દઉં અને તેને ભિખારણ બનાવી દઉં; એટલે પછી તેની આંખ ઉઘડશે. આવો ભીષણ વિચાર કરીને શેઠ તેજ વખતે ત્યાંથી ઉઠીને બજારમાં દુકાનપર ચાલ્યા ગયા.

મનુષ્યો પોતાનું માન જાળવવાને માટે શા શા અનર્થ નથી કરતા ?

---

## પ્રકરણ ૪ થું.

### પરદેશ-પ્રયાણ.

અર્થચંદ્ર શેઠ રોષપૂર્ણ વદને બજારમાં ગયા, પોતાની દુકાને પહોંચ્યા; પરંતુ ક્યાંય તેમને શાંતિ મળતી ન હતી. મનમાં એક જ વિચાર ઘુમતો હતો કે 'મૂર્ખના શિરોમણિ બ્રાહ્મણે સ્ત્રીના સાંભળતાં મારૂં માન ઉતાર્યું. હવે એ સ્ત્રી પોતાના ગુમાનમાં શું નહિ કરે ? મેં જ ભુલ કરી કે એ બ્રાહ્મણને બોલાવીને આ પ્રશ્ન કર્યો, પણ હવે શું થાય ? હા, હવે તો એ અભિમાનિની સ્ત્રીનું ગુમાન ઉતારવાને માટે માત્ર એક જ માર્ગ છે કે તેને રસ્તે-રસ્તે રખડતી કરી દેવી-તેની પાસે રહેવાને ઘર, પહેરવાને વસ્ત્રાભૂષણ કે ખાવાને અન્ન કશું પણ રહેવા દેવું નહિ. પછી એને ખબર પડશે કે લક્ષ્મી કોના ભાગ્યની છે !' આવો વિચાર કરીને શેઠે પોતાના મુનિમને એકાંતમાં બોલાવીને કહ્યું કે "મારો વિચાર પરદેશ જવાનો છે અને ત્યાં લાંબો વખત રોકાવાની મારી ધારણા છે, એટલે મારી ગેરહાજરીમાં અહીં આપણો વહિવટ ચાલુ રહે તે મને સલામતી-ભરેલું લાગતું નથી. માટે તમે આપણી દુકાનનું નામું ચોખ્ખું કરીને લ્હેણું દેણું હોય તે ચૂકતે હિસાબે પતાવી લો; તેમજ જે સોદા

થયા હોય તે જો બની શકે તો રદ કરવા, અને તેમ ન બને તો થોડી ઘણી ખોટ ખાઇને પણ માલ કાઢી નાંખવો. એક અઠવાડિયામાં અહીંની આપણી પેઢીનું તમામ કાર્ય સમેટી લેવાનું છે કેમકે મારી પાછળ મારે ત્યાં કોઈ પણ ઉઘરાણી કરવા આવે તે મને પસંદ નથી. વળી આ કાર્ય અત્યંત ગુપ્ત રીતે થવું જોઇએ. ઘરમાં તમારી શેઠાણીને પણ તેની જાણ થવી જોઇએ નહિ. વળી આપણા જે ગુમાસ્તા, નોકરો વગેરે છે તેમને પૂછી જૂઓ કે તેઓ મારી સાથે પરદેશમાં આવવાને રાજી છે? જો તેમની ઇચ્છા હોય તો તેમણે તૈયાર થવું; ન ઇચ્છા હોય તેમણે પોતાનો પગાર લઇને છૂટા થવું. જેઓ પરદેશ આવવા ન માંગતા હોય તેમને આગ્રહ કરવો નહિ પણ દરેકને એક માસનો વધારાનો પગાર આપીને છૂટા કરી દેવો."

શેઠે અચાનક કરેલી આ સૂચનાથી મુનિમને આશ્ચર્ય થયું. તેણે તેનું કારણ પૂછ્યું, પરંતુ શેઠે પ્રત્યુત્તરમાં કહ્યું કે "મારી ઇચ્છા!" મુનિમ શેઠના પિતાના વખતથી તેમને ત્યાં હતો. શેઠને તેણે ન્હાનપણથી ઉછેર્યા હતા. તે પ્રમાણિક અને સરલ અંતઃકરણનો હતો. શેઠના જવાબથી તેને લાગ્યું કે ગમે તે કારણથી શેઠ ઉદાસ બની ગયા છે માટે તેમને વિશેષ પ્રશ્નો કરીને ચીડવવા એ વાજબી નથી. તે વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલો હોવાથી શેઠની સાથે પરદેશ જવાનું સાહસ ખેડી શકે તેમ ન હતું; તેમ જ શેઠની પેઢીમાં તે લાંબો વખતથી હોવાને લીધે તેની આર્થિક સ્થિતિ પણ સારી હતી. એટલે તેણે હવે મુનિમગીરીમાંથી મુક્ત થઇને પોતાના આત્માનું કલ્યાણ સાધવામાં સમય ગાળવાનો વિચાર કર્યો. વૃદ્ધ મુનિમે શેઠની આજ્ઞાનુસાર એકાદ અઠવાડિયામાં દુકાનને લગતું તમામ કામ આટોપી લીધું અને શેઠની રજા માંગી. શેઠે પણ કશી આનાકાની કર્યા સિવાય રજા આપી. મુનિમની સાથે બીજા કેટલાક નોકરો પણ શેઠની રજા લઇને છૂટા થઇ ગયા. માત્ર પાંચ-સાત નોકરો જ શેઠની સાથે પરદેશ ખાતે જવાને તૈયાર થયા.

બીજી તરફથી શેઠે પોતાની સ્ત્રી ન જાણે તેમ પોતાનું મકાન, દુકાન તથા બીજી સ્થાવર અને જંગમ મીલકત વેચી નાંખી કે ગીરવી મૂકી દીધી; અને પોતાને ત્યાં ગાય ભેંસ આદિ પશુઓ હતાં તે પણ યોગ્ય સ્થળે મૂકી દીધાં. તે સહુની સાથે શેઠે એવી શરત કરી હતી કે પોતે આ ગામમાંથી વિદાય થાય ત્યારપછીથી તેમણે પોતે ખરીદેલી કિંવા ગીરવી રાખેલી મીલકતનો કબજો કરી લેવો. છેવટે પ્રયાણ કરવાનો દિવસ નક્કી કરીને એક દિવસ શેઠ કૃત્રિમ ઉદાસિનતા તથા ચિંતાને પોતાના મુખપર ધારણ કરીને શેઠાણી પાસે આવ્યા અને બોલ્યાઃ "વ્હાલી ! કેટલાક દિવસથી એક વાત હું તને કહેવા માંગું છું, પરંતુ તે કહી શકતો નથી."

"કેમ ! એવી શી વાત છે ?" શેઠાણીએ આશ્ચર્યસહ પ્રશ્ન કર્યો.

"હકીકત ઘણી જ દિલગીરીભરેલી છે. મને ચિંતા મારી નહિ પણ તારી જ થાય છે. મારે લીધે તારે સહન કરવું પડશે એ જાણીને મને વધારે શોક થાય છે." શેઠે કૃત્રિમ શોકના આવેગપૂર્વક પ્રસ્તુત શબ્દો ઉચ્ચાર્યા.

"તમે મારા સંબંધમાં કશી પણ ચિંતા ન કરો. તમારા સુખે સુખી અને તમારા દુઃખે દુઃખી થવાની મારી ફરજ છે. હું તમારી અર્ધાંગના છું. તમારા સુખદુઃખમાં મારો ભાગ છે તો પછી જે હકીકત હોય તે મને સંકોચવગર જણાવો."

"વાત એવી છે કે વ્યાપારમાં અચાનક મોટી ખોટ આવી છે. એથી આપણી પેઢીની આંટ જવાનો સમય આવી લાગ્યો છે. જેમનું આપણી પાસે લ્હેણું છે તેઓ તગાદો કરવા લાગ્યા છે. દુકાનમાં મૂડી કશી રહી નથી. હવે જો લ્હેણદારોને નાણાં ન આપીએ તો આબરૂ જવાનો સોદો છે. મારી જતી આબરૂને રાખવાનો માત્ર એક જ માર્ગ છે. પરંતુ એ વાત તને કરતાં મારી જીભ ઉપડતી નથી !" શેઠે દીન વાણીથી કહ્યું.

"શામાટે નથી ઉપડતી ?" વિદ્યામતી બોલી: "હું આપની સ્ત્રી છું. આપ જ મારૂ પરમ સૌભાગ્ય છો. આપ જ મારૂં જીવન-સર્વસ્વ છો. જો આપની આબરૂના રક્ષણને માટે મારો પ્રાણ આપવાની જરૂર હોય તો તે આપવાને પણ હું તૈયાર છું. માટે કહો, આપની શી આજ્ઞા છે ?"

"આજ્ઞા ! આજ્ઞા નહિ પણ પ્રાર્થના છે." શેઠ બોલ્યા: "તારી પાસે જે મૂલ્યવાન ઝવેરાત છે તે જો તું અત્યારે મને આપે તો હું મારા લ્હેણદારોના મનને મનાવી લઉં. તો જ મારી આબરૂ જળવાશે; નહિતો પછી મારે કમોતે મરવું પડશે, કેમકે આપઘાત કર્યા સિવાય મારે માટે બીજો એક પણ માર્ગ ખુલ્લો નથી." શેઠે બરોબર નાટક બજાવ્યું.

શેઠે એવો દેખાવ કર્યો હતો કે આ પતિભક્તિપરાયણ સાધ્વી વિદ્યામતીને શેઠની મુશ્કેલી જોઈને અત્યંત લાગી આવ્યું. તેણે એક પણ વિશેષ પ્રશ્ન કર્યા સિવાય પોતાના અંગ ઉપર જે મૂલ્યવાન દાગીના હતા તે તથા પોતાના પટારામાં જે કાંઈ ઝવેરાત હતું તે તમામ લાવીને શેઠની સમક્ષ રજુ કર્યું. માત્ર સૌભાગ્યનાં ચિહ્ન જ પોતાની પાસે રાખ્યાં. શેઠે એ મૂલ્યવાન આભૂષણો જ નહિ પણ પોતાની સ્ત્રીપાસે કેટલાંક કીમતી જરી કસબનાં અને રેશમી વસ્ત્રો હતાં તે પણ તેની પાસે રહેવા દીધાં નહિ.

ભોળી બાળાને શી ખબર કે માત્ર હાસ્યનું જ આ વિષમ પરિણામ છે ? તેણે તો પતિના કથનને પ્રભુવાક્ય માનીને પોતાની ફરજ બજાવી. ધન્ય છે આર્ય મહિલાને કે જે પતિના સુખને અર્થે પોતાનું સર્વસ્વ અર્પણ કરતાં—પ્રાણને પણ અર્પણ કરતાં મનમાં શોકનો લેશ પણ સંચાર થવા દેતી નથી અને પતિ માટે પોતાના સર્વસ્વનો ભોગ આપવામાં જ આનંદ માને છે. તે પતિભક્તિને જ પોતાનું સ્વર્ગ માને છે. ધન્ય છે આ આર્યાવર્ત્ત દેશને કે જ્યાં પતિભક્તિ-પરાયણ રમણીરત્નનો નિવાસ છે.

પત્ની પાસેથી સર્વ મૂલ્યવાન્ વસ્ત્રાભૂષણો લઈને શેઠ બજારમાં ગયા. ત્યાં તેમણે આ તમામ કીમતી વસ્તુઓનો નિકાલ કરી નાંખ્યો. એ પ્રમાણે તમામ વસ્તુઓને કાઢી નાંખી શેઠે રોકડ દ્રવ્ય એકઠું કર્યું અને તે તમામ દ્રવ્ય પોતાની સાથે લઈ જવાનો નિશ્ચય કર્યો. જે હવેલીમાં પોતે રહેતા હતા તેને પણ ગીરવી મૂકી દીધી હતી. તે હવેલી ગીરવી રાખનારની સાથે એવો ઠરાવ કર્યો હતો કે શેઠનાં વહાણ બંદરકિનારો છોડીને રવાના થાય ત્યારબાદ તેણે શેઠને ત્યાં આવીને વિદ્યામતીને હવેલી ખાલી કરવાનું કહેવું.

આ પ્રમાણે તમામ વ્યવસ્થા કરીને શેઠ પરદેશ જવાને માટે તૈયાર થયા. તેમણે વહાણો પણ તૈયાર કર્યાં. રોકડ દ્રવ્યને વહાણમાં લઇ જવાનું સલામતીભરેલું નહિ ધારવાથી જરૂર પૂરતું દ્રવ્ય પોતાની સાથે રાખીને બાકીના દ્રવ્યની હુંડીઓ લઇ લીધી. જોઇતા સામાન બંદર કાંઠે પહોંચાડવા ગાડાંમાં રવાના દીધો. જે દેશમાં પોતે જનાર હતા ત્યાં પોસાય તેવો માલ અહીંથી ખરીદીને વહાણમાં ભરવા મોકલી દીધો.

એ પ્રમાણે તૈયારી કર્યા બાદ વિદાય થતાં પહેલાં શેઠ વિદ્યામતી પાસે ગયા અને તેને કહેવા લાગ્યાઃ " પ્રિયે ! મેં પરદેશ જવાનો ઠરાવ કર્યો છે, કેમકે પરદેશ વગર મારો ઉદ્ધાર થાય તેમ નથી. તેથી અત્યારે જ વિદાય થવા માટે તૈયાર થઇને હું તારી પાસે આવ્યો છું. હું તને ભલામણ કરૂં છું કે તારી યુવાવસ્થા છે; વળી ઘરમાં કોઇ મોટું નથી, તો તું સંભાળીને ઘરની તથા કુટુંબની આબરૂ સાચવીને રહેજે. તારા સંબંધમાં બીજી કશી ચિંતા મારે કરવાની જરૂર નથી, કારણકે લક્ષ્મી તારા ભાગ્યની છે, તેથી સુખ-સંપત્તિ સર્વ તારા ભાગ્યના યોગે કરીને મળી રહેશે. "

પતિના પરદેશગમનના શબ્દો સાંભળતાં જાણે અકસ્માત્ વજ્રપાત થયો હોય તેવો વિદ્યામતીના હૃદય ઉપર સખ્ત આઘાત થયો. તેનાં નેત્રોમાં અશ્રુબિન્દુ ચમકવા લાગ્યાં. તે દીનતાપૂર્વક ગદ્ગદિત કંઠે બોલીઃ " સ્વામીન્ ! જ્યાં કાંઇ વ્હેંચવું સાટવું નથી અને કોઇએ

કોઇનું બગાડયું નથી ત્યાં માત્ર હાસ્યની બાબતમાં આપ આટલો બધો ક્રોધ કરો અને અમ અબળા જાતિને આ પ્રમાણે સતાવો તે શું આપ જેવા ઉત્તમ મનુષ્યને યોગ્ય છે? આવી સામાન્ય બાબતનો ડંખ આપ જેવા સુજ્ઞના હૃદયમાં રહે તો પછી અમારા જેવાની શી ગતિ? નાથ! જો મારી ભૂલ થઇ હોય તો મને ક્ષમા કરો, મારા ઉપર દયા કરો!"

એ પ્રમાણે વિનય વચનોથી તેણે પોતાના પતિને વિનવ્યો; પણ જ્યાં દુરાગ્રહ અને મમત્વ ઉભરાઇ જતાં હોય ત્યાં વિનયનો કશો પણ ઉપયોગ થતો નથી. શેઠનો સ્વભાવ વિદ્યામતીના પ્રસ્તુત શબ્દોથી વધારે અભિમાની બન્યો અને તે વિદ્યામતીનો ઉપહાસ કરતાં બોલ્યાઃ "હે સ્ત્રી! તને શું દુઃખ કે ચિંતા છે કે તું આમ દીનતા દર્શાવે છે? તારા ભાગ્યવડે કરીને જ હું સુખી છું તો પછી તારે દુઃખ લગાડવાની શી જરૂર છે? જેના ભાગ્યથી બીજાઓ સુખી થાય તેને વળી પોતાના સંબંધમાં ચિંતા થાય ખરી કે? વળી મારૂં અપમાન કરતાં તને દુઃખ ન લાગ્યું અને અત્યારે તને દુઃખ લાગે છે? લક્ષ્મી તારા ભાગ્યની છે. તારા ભાગ્યથી આપણો ગૃહ-સંસાર ચાલે છે. તારા ભાગ્યયોગે આપણું ગૃહ ઉજ્જવલ છે. તો પછી તારે તો સદાસર્વદા આનંદમાં જ રહેવું જોઇએ!"

શેઠના આવા માર્મિક શબ્દોથી વિદ્યામતીને લાગી આવ્યું. તે બોલીઃ "સ્વામીનાથ! મને દ્રવ્ય હોય કિંવા ન હોય તેનું દુઃખ નથી. ચ્હાય તો રહેવાને માટે મહેલાત હોય અગર એક ઝુંપડી હોય; ખાવાને મિષ્ટાન્ન મળતાં હોય અથવાતો જારબાજરીના રોટલાથી જીવનને નિભાવવું પડતું હોય; પહેરવા માટે અમૂલ્ય વસ્ત્રાભૂષણો હોય કિંવા વલ્કલનાં વસ્ત્રો હોય; તેમાંની ગમે તેવી સ્થિતિ હોય તો તે માટે મને દુઃખ છે જ નહિ; કારણકે એ સર્વ દુઃખ અમા-રાથી-સ્ત્રીજાતિથી સ્હેવાય તેવું છે. જે દુઃખ અમારાથી સહન ન થઇ શકે તે માત્ર પતિવિયોગનું છે. પતિનો વિયોગ અને તે પણ

રોષભરી રીતે! વિના કારણે કરાયેલા અમારા તિરસ્કારનું દુઃખ અમારાથી સહન થઈ શકતું નથી. પ્રભુ! આપણો અપૂર્વ સ્નેહ સંબંધ આમ એક ક્ષણમાં આપે તોડી નાંખ્યો તે શું આપને વાજબી લાગે છે? શું આનું નામ સ્નેહ? વિદ્વાનો કહે છે કે જ્યાં સ્નેહ છે ત્યાં અભિન્નતા–અભેદભાવ હોય છે. તે શું આવો હશે? તરવારના ઘા પડતાં છતાંયે જેના મનમાં સ્હેજ પણ દુઃખ ન થાય તેવો જે સ્નેહ તેનો આપે આ શો ઉપયોગ કર્યો? 'હૃદય છું, જીવ છું, વ્હાલી!' એ આપના જ શબ્દોની શું આટલી કીંમત? શું એક ક્ષણવારમાં આપે પ્રીતિ તોડી નાંખી? પ્રિયતમ! આમ કરવું આપને વાજબી નથી. બીજાને ખાતર નહિ તો આપણા સ્નેહને ખાતર પણ આપ મારા સર્વ દોષોને ભૂલી જાઓ." એ પ્રમાણે અનેક રીતે પ્રાર્થના કર્યા છતાં પત્થરનું હૃદય પિગળ્યું નહિ, સ્હેજ પણ સ્નેહભાવની કે લાગણી ઉત્પન્ન થઇ નહિ અને નિષ્ઠુરતાપૂર્વક અર્ધચંદ્ર સ્ત્રીનો ઉપહાસ કરતો રહ્યો.

વિદ્યામતી મનમાં વિચારવા લાગી કે 'હું ગમે તેટલી પ્રાર્થના કે વિનતિ કરીશ, દીનતા દાખવીશ, તોપણ એ સઘળું વ્યર્થ છે, કેમકે એથી મારા પતિના મનમાં બિલકુલ દયા ઉત્પન્ન થવાની નથી. એટલું જ નહિ પણ પ્રથમનું મારૂં માન છે તે પણ ઘટે છે. હું તો મારા સ્વામીને મારા પૂજ્ય દેવ માની, મારા ઉપર દયા કરી, બનેલી બીનાને ભૂલી જવાને સરલતાપૂર્વક વિનતિ કરૂં છું; પરંતુ એથી તેમના મનમાં મારા આ કથનનો અવળો અર્થ સમજાય છે. તે એમ સમજતા હશે કે હું હવે મારા ભાગ્યની મહત્તા ભૂલી જઇને તેમની દયા માંગું છું; અને તેમના જવાથી હું દીનહીન બની જઇશ એવી બીતિથી આ બધી સ્નેહની વાતો કરીને તેમને પરદેશ જતાં રોકું છું. જો આવી કલ્પના શેઠના મનમાં થતી હોય તો મારે તેમની એ કલ્પનાને દૂર કરીને મારા ભાગ્યપર મસ્ત રહેવું અને શેઠને જ્યાં જવું હોય ત્યાં જવા દેવા; કેમકે એમ તો ઘણાએ પુરુષો બ્યાપાર

અર્થે વિદેશ જાય છે અને તેમની સ્ત્રીઓ તેમના સિવાય એકલી વતનમાં રહીને શિયળરક્ષણપૂર્વક પ્રભુભક્તિમાં પોતાનું એકાંતિક જીવન વીતાડે છે.' એવો વિચાર કરીને વિદ્યામતી શેઠ પ્રતિ બોલી: "સ્વામીન્! જ્યારે મારી વિનતિ કે સ્નેહની તીવ્ર ભાવના આપના હૃદયમાં સ્હેજ પણ દયા કે સ્નેહનો સંચાર નથી કરી શકતી તો પછી હવે હું આપને માત્ર એક જ પ્રાર્થના કરૂં. આપ ભલે વિદેશમાં પધારો. વેપારીનો દીકરો વિદેશમાં જાય, વેપાર ખેડે અને યશ તથા સંપત્તિ પ્રાપ્ત કરે તેમાં કાંઇ નવાઇ નથી, પણ વિદેશમાં એ આપની આ દીન દાસીનું સ્મરણ કરજો. આપના વગર હું એકલીનું જીવન અહીં કેવી રીતે વીતશે એ તો મારૂં મન જ જાણે છે. પણ મારા પોતાના મનઃસુખને ખાતર આપને આપની ઇચ્છાને તૃપ્ત કરતાં અટકાવવા તે યોગ્ય નહિ. માટે આપ ભલે પરદેશ સિધાવો; પણ ત્યાંથી પુષ્કળ સંપત્તિ મેળવીને પાછા વ્હેલા વ્હેલા ઘેર પધારજો, કારણકે જેમ જળ વિના માછલીની ગતિ તેવી અત્રે તમારા સિવાય મારી ગતિ સમજજો. સ્ત્રીને પતિ સિવાય બીજા કોનો આધાર? સ્ત્રીને તો સગાં સંબંધીઓમાં સાચો એક સ્વામી જ છે. મારો આ દેહ તો અહીં રહેશે પણ મન તો જ્યાં આપ હશો ત્યાં જ રહેવાનું. મારે ઘર બાર, દર દાગીના, વાડી વજીફા કશાની જરૂર નથી. માત્ર એક આપનાં દર્શન જ મારા અંતરને ઠારનારાં છે. આપને કદાચ મારા શબ્દોથી માઠું લાગ્યું હશે, પણ એમાં મારો કશો ઉપાય જ ન હતો. મને તો જે યોગ્ય લાગ્યું તે મેં આપને કહ્યું. માટે હવે એ વાતને ભૂલી જજો અને અવારનવાર આપના તરફના કુશળ સમાચાર જણાવી આપની આ દીન દાસીની સંભાળ લેતા રહેજો. વળી સ્વામીનાથ! કાંઇ વિશેષ આજ્ઞા હોય તો ફરમાવતા જાઓ. આપ જે આજ્ઞા કરશો તે શિરપર ચડાવીને તે પ્રમાણે વર્તીશ અને આપની ગેરહાજરીમાં આપનું સ્મરણ કરતી મારા દિવસો દુઃખેસુખે નિર્ગમન કરીશ."

શેઠનાં અંતરમાંથી હજી પણ વિદ્યામતી ઉપરનો ગુસ્સો ઓછો થયો ન હતો. શેઠને તો એમ જ લાગતું હતું કે હજી પણ વિદ્યામતીના મનમાં ગુમાન ભરેલું છે. એની પ્રાર્થના, દીનતા, ઇત્યાદિની તેમના મન ઉપર કશી પણ અસર નહોતી થઇ. ન થાય એ સ્વાભાવિક છે, કેમકે ક્રોધ એ ચાંડાલ છે અને એ ચાંડાલે શેઠના આત્માને ઘેરી લીધો હતો. એથી શેઠની વિચારશક્તિ, દીર્ઘ દૃષ્ટિ, દયા, માયા આદિ સર્વનો લોપ થઇ ગયો હતો. તે બોલ્યાઃ" હે સ્ત્રી ! મારા પરદેશ જવાથી તારે શોક કરવાની શી જરૂર છે ? કેમકે આ સર્વ તારા ભાગ્યનું જ છે. તારા ભાગ્યે કરીને જ હું સર્વ સુખસમૃદ્ધિનો ઉપભોગ કરતો હતો. તો મારી ગેરહાજરીમાં પણ તને કશી વાતની ઊણપ નહિ રહે, માટે એ બાબતમાં તારે ચિંતા કરવાની જરૂર નથી. તારો મારા પ્રત્યે કેટલો સ્નેહ છે એ તો આજ થોડા દિવસોમાં મારા જાણવામાં આવી ગયું છે. પરંતુ એ વાતને હું અત્યારે મનમાં લાવતો નથી. વારુ, તેં કહ્યું હતું કે આપણે જે સુખસમૃદ્ધિ ભોગવતાં હતાં એ સર્વ તારા ભાગ્યની હતી. તો હવે મારે તને એટલું જ કહેવાનું છે કે જેવી રીતે મેં આ ઘર બંધાવ્યું છે તેવી રીતે તું મારી ગેરહાજરીમાં તારા ભાગ્યવડે કરીને પુનઃ અતુલ સંપત્તિ પ્રાપ્ત કરીને એક મોટું, સુંદર અને વિશાળ મંદિર બંધાવજે—આ નગરમાં જે જે મંદિર અને પ્રાસાદ છે તે સર્વના કરતાંએ શ્રેષ્ઠ બંધાવજે. જેમ મેં ગાય, ભેંસ, ઘોડા વગેરે ખરીદ કરી રાખ્યું હતું તેમ તું પણ વિશેષ નહિ તો માત્ર બે પંચકલ્યાણી અશ્વો ખરીદ કરી રાખજે. પુરૂષ જેમ એક સ્ત્રી સાથે લગ્ન કરે છે તેમ તું પણ એક સુંદર નારીની સાથે લગ્ન કરજે અને શીયળ સાચવીને એક મનોહર સુકોમળ પુત્રરત્નને પણ પ્રાપ્ત કરજે. જો તારા ભાગ્યથી આ સર્વ સુખસમૃદ્ધિ પ્રાપ્ત થયેલી છે અને પુરૂષની સાથે હરીફાઇ કરવાની સર્વ પ્રકારની યોગ્યતા તારામાં છે એમ તું માને છે, તો પછી મેં જે આજ્ઞા કરી છે તે પ્રકારની સમૃદ્ધિ પ્રાપ્ત કરવામાં તને કશી પણ મુશ્કેલી નડે એમ હું ધારતો નથી. "

પ્રિય વાચક ! અર્થચંદ્રની આ માંગણીઓ કેટલી વિલક્ષણ હતી તે તું સમજી શક્યો હોઇશ. તેણે તો ખાસ ઇરાદાપૂર્વક જે કાર્ય પોતાની સ્ત્રીથી કોઇ પણ રીતે બની શકે નહિ તે સિદ્ધ કરવાની આજ્ઞા કરીને સ્ત્રીને માનભંગ કરવાનો વિચાર રાખ્યો હતો. પૈસો પૈસાને ખેંચે એ એક સામાન્ય નિયમ છે. તેણે વિદ્યામતીની પાસે એક પાઇ પણ રહેવા દીધી ન હતી, તો પછી તે બીજી સંપત્તિ કેવી રીતે એકઠી કરી શકે ? અને વિશાળ મહેલ કેવી રીતે બંધાવી શકે ? વળી બે પંચકલ્યાણી અશ્વો ખરીદવાને માટે દ્રવ્યની તો પહેલી જરૂર પડે. અર્થાત્ દ્રવ્ય સિવાય એ કાર્ય પણ સિદ્ધ ન જ થઇ શકે. તદુપરાંત બીજી બે માંગણીઓ તો અત્યંત કપરી અને અશક્યવત્ જ હતી. કોઇ પુરુષને સ્ત્રી સાથે લગ્ન કરવાનું કહેવું એ તો જાણે ઠીક; પણ એક સ્ત્રીને કહેવું કે તું એક સુંદરી સાથે લગ્ન કરજે, એ તો કેવળ તેની મશ્કરી કરવા સમાન જ લેખાય. અને વળી આ શિયળવતી સતીને પોતાની ગેરહાજરીમાં સંતાન પ્રાપ્ત કરવાની આજ્ઞા કરીને તો શેઠે હદ જ વાળી દીધી !

આમ વિદ્યામતીને મોટા ધર્મસંકટમાં નાંખીને અર્થચંદ્ર શેઠ પોતાના માણસો સાથે નગર બહાર નીકળી વાહનવડે બંદર-પર પહોંચ્યા અને વહાણમાં બેસીને વહાણ દક્ષિણ તરફ હંકાર્યાં. તેમને બંદરપર્યંત વળોટાવવાને માટે-સફળ સફર ઇચ્છવાને માટે તેમના અનેક સ્નેહી મિત્રો અને આપ્તજનો ગયા હતા, પરંતુ તેમાંથી એકને પણ શેઠે પોતાની પત્નીની સંભાળ લેવાનું કહ્યું નહિ.

ખરેખરી નિષ્ઠુરતા શેઠની રગેરગમાં ભરાઇ રહી હતી.



# પ્રકરણ ૫ મું.

## લાખંડની પેટી.

શેઠજી સિધાવ્યા. વિદ્યામતી એકલી અટુલી બની ગઇ. શેઠ જેમને ત્યાં પોતાનાં મકાનો વગેરે સ્થાવર જંગમ મીલકત ગીરવી મૂકતા ગયા હતા તેમણે તે મીલકત શેઠના જવા પછી પોતાને કબજે કરી લીધી. હવે વિદ્યામતીને ઉપર આભ અને નીચે ધરતી સિવાય બીજું એક પણ આશ્રયસ્થાન ન હતું. વિદ્યામતીના શોકનો અત્યારે પાર ન હતો. વિદ્યામતી વિદુષી હતી, બુદ્ધિમતી હતી, ગુણવતી હતી; તદપિ ગમે તેવી તોયે સ્ત્રીજાતિ. તેના કોમળ અંતઃકરણપર શેઠના વર્તનથી કેટલો બધો આઘાત થયો હશે? તે મનમાં વિચારવા લાગી: "હે સ્વામીનાથ! મારા ક્યા મહાન દોષને માટે તમે મારો ત્યાગ કરી ગયા? શું તમને મારી જરા પણ દયા ન આવી? માત્ર એક નજીવા કારણસર તમે મારો તિરસ્કાર કર્યો? અરે! મારે માટે રહેવાને એક ન્હાની શી ઓરડી પણ રહેવા ન દીધી? ઓ નિષ્ઠુર હૃદયના પુરુષો! તમારા આવા વર્તનથી જ તમે જગત્‌માં અનીતિની વૃદ્ધિ કરો છો! પરમતસહિષ્ણુતાના અભાવે, સ્ત્રી તો માત્ર એક ગુલામડી છે—તાબેદાર છે એવી ભાવનાથી, સ્ત્રીના તન મન ઉપર વિચાર અને વર્તન ઉપર અધિકાર ભોગવવાનો પોતાને સંપૂર્ણ હક્ક છે, એમ માનનારા પુરુષો દરેક બાબતમા સ્ત્રીઓને હીણે છે—તરછોડે છે, તેને પરિણામે પતિપત્નીનાં મન જુદાં થાય છે; અને અલ્પબુદ્ધિવાળી સ્ત્રીઓ અવળે માર્ગે ચડી જાય છે, તેને પરિણામે અનેક વિપરીત બનાવો બને છે; સ્વર્ગ સમો સંસાર નરકરૂપ બની જાય છે. સંસારની એવી સ્થિતિ થવા માટે ખરી રીતે પુરુષો જ જવાબદાર છે. મારી જ જગ્યાએ જો કોઇ બિચારી અજ્ઞાન અને સાધારણ બુદ્ધિવાળી સ્ત્રી હોય તો તે પોતાની આવી દુરવસ્થામાં અનેક પ્રકારની લાલચોને વશ થાય તેમાં આશ્ચર્ય શું? પરંતુ નહિ, આવા વિચારોને

મારે મારા અંતરમાં સ્થાન ન આપવું જોઈએ, મારા ભાગ્યમાં જે લખ્યું હોય તે ભોગવવું અને સુખ દુઃખમાં પણ સમભાવ રાખવો એ મારૂં કર્તવ્ય છે, કારણકે મારા ભાગ્યમાં જે માંડયું હશે તે બીજા કોઈથી પણ લઈ શકાય તેમ નથી. મારા પૂર્વ જન્મના સંચિતનું જ આ ફળ હશે તો કોને ખબર છે ? "

એ પ્રમાણે વિચાર કરતી તે રાજમાર્ગપર થઈને પસાર થતી હતી. અમે ઉપર જણાવી ગયા છીએ કે તેને અત્યારે કશું પણ આશ્રયસ્થાન ન હતું. ક્યાં રહેવું, શું ખાવું, શું કરવું, ઇત્યાદિનો તેને વિચાર થઈ પડયો હતો. પરંતુ તે બુદ્ધિમતી હતી; એકાએક દુઃખ પડવાથી હારી જાય તેવી ન હતી. પ્રથમ પોતાના પિતાને ત્યાં જવાનો તેને વિચાર આવ્યો; પરંતુ આવી સ્થિતિમાં ત્યાં જવું અને તેના કારણનો પ્રશ્ન થતાં બધો ખુલાસો કરવો તે તેને યોગ્ય લાગ્યું નહિ. તેણે વિચાર કરીને છેવટે એક વૃદ્ધ બાઈને ત્યાં જવાનો વિચાર કર્યો. જ્યારે તે બાળક અવસ્થામાં હતી તે વખતે આ વૃદ્ધ બાઈ તેના પિતાને ત્યાં નોકરી કરતી હતી. એ વૃદ્ધાએ જ વિદ્યામતીને ન્હાનેથી ઉછેરીને મોટી કરી હતી. બન્નેનો એક બીજાપર માતા પુત્રીવત્ પ્રેમ હતો. એ વૃદ્ધ બાઈ નગરના ઉત્તર ભાગમાં એક ન્હાની ઓરડીમાં રહેતી હતી. વિદ્યામતી ત્યાં ગઈ. વૃદ્ધા અત્યારે પોતાની ઓરડીમાં બેઠી બેઠી ઘરનું કાંઈક કામ કરતી હતી.

એક ધનાઢય શેઠની પુત્રી અને તેટલા જ સંપત્તિમાન શેઠની પત્નીને અત્યારે ખરે મધ્યાહ્ને પોતાને ત્યાં એકલી અડવાણા પગે ચાલતી આવેલી જોઈને એ વૃદ્ધાને અત્યંત આશ્ચર્ય થયું. આજ ઘણા દિવસે વિદ્યામતીને જોઈને તેને હર્ષ પણ થયો. તે જે કામ કરતી હતી તે પડતું મૂકી, એકદમ ઉઠીને બહાર આવી અને બોલીઃ " અહો બ્હેન ! અત્યારે એકલાં ક્યાંથી? અને આવા હાલમાં ? "

" માડી ! " વિદ્યામતીએ કહ્યુંઃ " મારી માતા તો મને ન્હાની મૂકીને જ સ્વર્ગવાસ પામી ગઈ છે. તું જ મારી ખરી માતા

છે, એટલે તારી પાસે હું ન આવું તો બીજે ક્યાં જઉં ? " એટલું બોલતાં બોલતાં વિદ્યામતીનું હૈયું ભરાઇ આવ્યું. તેનાં નેત્રોમાંથી દડદડ આંસુ ખરવા લાગ્યાં.

વૃદ્ધા વિદ્યામતીને પોતાના પાસામાં દાબતી બોલીઃ " બ્હેન બા ! શાંત થાઓ, રડો મા, તમને એવું શું દુઃખ પડ્યું છે કે તમે રડો છો ? તમે નિશ્ચિંત થાઓ. મને કહો, મારાથી જો ટાળી શકાશે તો હું તમારૂં દુઃખ અવશ્ય ટાળીશ. બ્હેન ! તમે મારી દીકરી કરતાં પણ અધિક છો. ચંદ્ર કરતાં પણ અધિક તેજસ્વી તમારા વદન-કમળને અત્યારે કરમાયલું જોઇને મને અત્યંત ખેદ થાય છે. માટે શાંત થઇને જે હોય તે મને ખુલ્લા દિલથી જણાવો. "

આ વૃદ્ધાનાં આશ્વાસક વચનોથી વિદ્યામતીના શોકનો ઉભરો હેઠે બેઠો. તેણે જળપાન કર્યું, અને પછી પોતાની આપવીતી આ વૃદ્ધાને જણાવી. આ વૃદ્ધાનું નામ યમુના હતું. વિદ્યામતીની હકીકત શ્રવણ કરીને તે બોલીઃ " દીકરી ! તારા નિષ્ઠુર પતિની ક્રૂરતા મારાં રોમને ખડાં કરી દે છે. શું સ્ત્રીઓ પતિની ગુલામગીરી કરવાને-તેમના દરેકે દરેક શબ્દે હાજી હા કરવાને સરજાયેલી છે ? આવું સાંભળીને મને તો આપણા સમાજના બંધારણ ઉપર ઘણી જ ચીડ ચડે છે. જો મારા હાથમાં સત્તા હોય તો હું તો આવા પુરુષોને તેમની નિષ્ઠુરતાનો ચમત્કાર બતાવવાને માટે તેમને સ્ત્રીઓની ગુલામગીરી કરવાની જ ફરજ પાડું ! આપણે સ્ત્રીઓએ પુરુષો ઉપર વિશ્વાસ રાખ્યો, તેમને આપણાં શાસ્ત્રો રચવાનો અધિકાર આપ્યો, તેમને મોટા માન્યા તેનું આ ફળ ! નહિ, મને તો એમ જ થાય છે કે સંસારભરનાં પુરુષોને એકત્ર કરીને એક નિર્જન બેટમાં પૂરી રાખવા જોઇએ; પછીજ તેમને માલૂમ પડશે કે સ્ત્રીઓ વિના તેમના સંસારની-તેમની કેવી દુર્દશા થાય છે. "

" માતા ! તારા આ ક્રોધથી પ્રેરાયેલા શબ્દો સાંભળીને મને ખેદ થાય છે. " વિદ્યામતી બોલીઃ " હું જાણું છું કે આ સર્વ

મારી પ્રત્યેનો પ્રેમ તને બોલાવે છે, પરંતુ આપણુ સ્ત્રીઓના મુખે પુરુષોના સંબંધમાં એવા શબ્દો ન શોભે. પુરુષોને જે અધિકાર આપણે આપ્યો છે તેનો તેઓ ઉપભોગ કરે છે. આપણામાં કોમળતા છે, તેમનામાં કઠોરતા છે. આપણે અબળા છીએ, તેઓ બળવાન્ છે. આપણે ગૃહનો ભાર ઉપાડીએ છીએ, તેઓ સંસારનો ભાર ઉપાડે છે. જેમ સ્ત્રીઓ વિના પુરુષોની દુર્દશા થાય તેમ પુરુષો વિના સ્ત્રીઓની પણ કેવી દશા થાય તેનો વિચાર કરવો ઘટે છે. પુરુષો આપણા આપેલા જે અધિકારોનો ઉપભોગ કરે છે તેમાં જો તેઓ કદાચ પોતાના અધિકારની મર્યાદાનું ઉલ્લંઘન કરતા હોય તો આપણે યુક્તિ પ્રયુક્તિથી સમજાવી પટાવીને પણ તેમને સરલ માર્ગપર લાવવા જોઇએ. વળી અમારા સંબંધમાં તો કાંઇક દોષ મારો પણ ગણાય. જો મારા પતિ ઉશ્કેરાઇ જાય એવા શબ્દો હું ન બોલી હોત તો કાંઇ વાંધો ન હતો. પરંતુ એક વખત મુખમાંથી નિકળેલા વચનને પાછું ગળી જવાનું મને યોગ્ય લાગ્યું નહિ, એટલે પછી હું મારા શબ્દોને વળગી રહી. એથી તેને માટે પશ્ચાત્તાપ કે શોક કરવો મિથ્યા છે. માટે હવે તો આમાંથી કોઇ સરલ માર્ગ કાઢવો—મારૂં માન રહે અને પતિની પ્રસન્નતા પણ પ્રાપ્ત થાય એવો ઉપાય કરવો એ જ કર્તવ્ય છે."

"ભલે બ્હેન ! જેવી તારી ઇચ્છા !" યમુનાએ કહ્યું: "તુ તો વિદ્વાન છે, સુશીલ છે, એટલે તારા મુખમાં તો આવા જ શબ્દો શોભે. બાકી મેં તો મારી ટુંકી બુદ્ધિ અનુસાર મને સુઝ્યું તેવું તને કહ્યું હતું. વારૂ, પણ તુ થોડું ખાઇ લે. તેં સ્હવારનું ખાધું હોય એમ તારા ચ્હેરાપરથી લાગતું નથી."

"હા, એ ખરૂં છે. મારા પતિ ગઇ કાલે વિદાય થયા, અને આજે સ્હવારે તો અમારે મકાન ખાલી કરીને મારે પહેરેલે કપડે જ નિકળવું પડ્યું. એટલે સ્હવારે ખાવાની વાત જ શાની હોય ?" એમ કહીને વિદ્યામતીએ થોડું ભોજન કરી લીધું. યમુના જેવી

ગરીબ સ્ત્રીના મકાનમાં ભાતભાતનાં ભોજન તો ક્યાંથી હોય? રોટલો અને અડદની દાળ હતી; પરંતુ એ પણ ક્ષુધાતુર વિદ્યામતીને અમૃત સમાન લાગ્યાં. ભોજન કર્યા પછી તે થોડી વાર આડે પડખે થઈ. સુતાંસુતાં તે પોતાના ભવિષ્યનો વિચાર કરવા લાગી. અત્યારે તેના મનમાં પોતાના પતિએ કહેલી ચાર આજ્ઞાનું પાલન કરવાનો વિચાર ચાલતો હતો: ' મારા પતિએ મને સહુથી પહેલાં એક સુંદર પ્રાસાદ બંધાવવાની આજ્ઞા કરી છે, પરંતુ સુંદર પ્રાસાદ બંધાવવાને માટે દ્રવ્ય ક્યાંથી લાવવું? ' व्यापारे वसति लक्ष्मीः ' દ્રવ્યપ્રાપ્તિને માટે સામાન્ય માર્ગ વ્યાપારનો છે, પણ હું બાઇ માણસ શો વ્યાપાર કરી શકું? કદાચ પુરુષ નોકરો રાખીને વ્યાપાર ચલાવું; પરંતુ વ્યાપારની શરૂઆત કરવાને માટે પણ મુડીની જરૂર પડે. વગર મુડીએ કશું પણ થઇ શકે નહિ. મારી પાસે તો પહેરવાનાં વસ્ત્રો અને સૌભાગ્ય-દર્શક આભૂષણો સિવાય બીજું કશું પણ નથી! ત્યારે હવે શો માર્ગ લેવો? હા, ઠીક યાદ આવ્યું! મારી પાસે સુવર્ણમુદ્રિકા છે. મારૂં શ્વસુરગૃહમાં આગમન થયું, તેના પહેલા જ દિવસે મારા પતિએ આ મુદ્રિકા મને ભેટ આપી છે તેને જો વેચી નાંખું તો ત્રણચાર દિનાર મળે ખરી. પણ ના, તે વેચવી તો નહિ. મારા પતિના પ્રથમ મિલનના આ સ્મરણચિહ્નને વેચી નાંખવું તે યોગ્ય નહિ. તેને આ યમુનાની મારફતે કોઇ સ્થળે ગીરવી મૂકવાની વ્યવસ્થા કરૂં. ગીરવી રાખનાર ત્રણ દિનાર તો આપશે. એ ત્રણ દિનારની મદદથી જો મારા ભાગ્યમાં હશે તો હું મારા હેતુને સિદ્ધ કરી શકીશ.'

એવો વિચાર કરીને તેણે યમુનાને પોતાની પાસે બોલાવી અને કહ્યું: " જો, યમુના! હું તને મારી માતા સમાન માનું છું. મારો તારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે. તેં મને તારે ત્યાં આશ્રય આપીને મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે; અને તેથી હું તારાથી કશો ભેદ રાખવા ઇચ્છતી નથી. મારી પાસે અત્યારે વસ્ત્રાભૂષણમાં જે કાંઇ છે તે મારા અંગ ઉપર જ છે. મારા પતિ તો મારો ત્યાગ કરી, આ

સંસારમાં મને એકલી અટુલી મૂકીને પરદેશ સિધાવી ગયા છે. તેઓ હવે મારી ખબર લે એવી આશા જ નથી. એટલે મારે સર્વ આધાર મારા પોતાના ઉપર જ રાખવાનો રહ્યો. તેં મને આશ્રય આપ્યો છે ખરો, પણ તારી સાથે રહીને તને ભારરૂપ થવું એવી પણ મારી ઇચ્છા નથી. એથી મારા મનમાં એક વિચાર આવ્યો છે અને તે હું હમણાં અમલમાં મૂકવા ઇચ્છું છું. આપણામાં કહેવત છે કે 'મનુષ્યના પ્રારબ્ધ આડું પાંદડું.' જો મારા પ્રારબ્ધમાં સંપત્તિ માંડી હશે તો મને અત્યારે ઉદ્ભવેલા વિચાર અમલમાં આવતાં મારા પ્રારબ્ધની આડે રહેલું પાંદડું ખસી જશે. હવે સાંભળ, મારી પાસે આ એક સુવર્ણમુદ્રિકા છે. આ મુદ્રિકા હાલ તુરત મારે કશા કામની નથી; પરંતુ તે મારા લગ્ન પછીના પ્રથમ દિને જ મારા પતિએ મને ભેટ આપેલી હોવાથી તેને વેચી નાંખવાની મારી ઇચ્છા નથી, પણ તે તું કોઇ ઠેકાણે ગીરવી મૂકી આવ. તેને ગીરવી મૂકતાં ઓછામાં ઓછી ત્રણેક દિનાર તો મળશે જ; એટલી પણ હાલ તુરત મારા વિચારને અમલમાં મૂકવાને માટે પુરતી છે."

"બાઇ સાહેબ! આપની આ મુદ્રિકા ગીરવી મૂકવામાં કશો વાંધો નથી; પણ આપના પતિએ આપને આપેલી આ બક્ષિસથી વિખૂટા પડવાનું આપનું દિલ ચાલતું ન હોય તો તેને ગીરવી મૂકવાની કશી પણ જરૂર નથી. મારી પાસે આપ માંગો છો તેટલી દિનાર છે. હું તે ઘણી ખુશીથી આપને આપીશ, કારણકે મારી પાસે જે કાંઈ છે તે સર્વ આપની કૃપાનું જ ફળ છે. આ જગત્માં હું એકલી જ છું. મારે કોઇ વંશ વારસ નથી. માટે આપ મારી ત્રણ દિનાર સ્વીકારો. પછી વળી કદાચ આપને જરૂર પડશે તો બીજી વખતે આપણે આપની સુવર્ણમુદ્રિકાનો ઉપયોગ કરીશું."

"બાઇ! તું ખરેખર કોઇ દેવમનુષ્ય છે." વૃદ્ધાના પ્રસ્તુત શબ્દો સાંભળીને વિદ્યાખતી ગદ્ગદ કંઠે બોલી: "હું તારી માંગણીનો સ્વીકાર કરીશ, પણ તે એક જ શરતે કે જ્યાંસુધી હું તને તારી ત્રણ

દિનાર પાછી ન આપું ત્યાંસુધી તારે મારી આ સુવર્ણમુદ્રિકા તારી પાસે રાખવી. તે સિવાય એમ ને એમ તો હું તારી પાસેથી એક દમડી પણ લેવાની નથી."

"જેવી આપની ઇચ્છા. તે માટે હું આપને વધારે આગ્રહ કરવા ઇચ્છતી નથી." એમ કહીને યમુના તેના ઓરડામાં ગઇ. તેણે એક ખૂણામાં ખાડો ખોદીને તેમાંથી એક કુલડી કાઢી અને તેમાંથી ત્રણ દિનાર કાઢીને વિદ્યામતીને આપી. વિદ્યામતીએ પેલી સુવર્ણમુદ્રિકા તેને આપી. એ સુવર્ણમુદ્રિકા તેણે પેલી કુલડીમાં મૂકી દીધી અને પુનઃ તે કુલડી ખાડામાં મૂકી તેનાપર ધૂળ પાથરી ઉપર છાણવડે લીંપણ કરી લીધું.

પછી વિદ્યામતીએ કહ્યું: "જો આ ત્રણ દિનારમાંથી એક દિનારનું તું આપણે માટે જોઇએ તેટલું સીધું સામાન લઇ આવ અને એક દિનારમાંથી એક ન્હાની લોઢાની પેટી તથા તેને વાસવાનું તાળું અને કુંચી ખરીદજે અને તે પેટી ઉપર સુંદર રંગરોગાન પણ કરાવી લાવજે; બાકીની એક દિનાર હું મારી પાસે રાખું છું. તેની જરૂર પડશે તો આપણે તેને ઉપયોગમાં લઇશું."

યમુના બોલી: "બાઇ ! હાલમાં તો સીધું સામાન મારા ઘરમાં છે; એટલે અત્યારે તે લાવવાની જરૂર નથી. બાકી આપની આજ્ઞા પ્રમાણે લોઢાની પેટી લઈ આવું છું."

વિદ્યામતી તો આ સાધારણ સ્થિતિની યમુનાની કૃતજ્ઞતા જોઇને સ્તબ્ધ જ બની ગઈ. તે સમજી શકી કે જો કોઇના ઉપર ઉપકાર કર્યો હોય કે કોઇના તરફ સ્નેહભાવ રાખ્યો હોય તો તેનો બદલો મળ્યા સિવાય રહેતો નથી. પોતાની દુર્દશામાં આવી ગુણશાળી સહાય કરનારી મળવાથી તે પોતાનું અહોભાગ્ય સમજવા લાગી. યમુના બહાર ગયા બાદ તે પણ ઘરનું દ્વાર બંધ કરી, તાળું વાસીને નદી ઉપર ગઇ અને ત્યાંથી એક રૂમાલમાં રેતી લઇ આવી.

થોડી વારે યમુના એક લોઢાની પેટી લઇને આવી. આ પેટી ઉપર રંગરોગાન ચડાવેલો હોવાથી તે સુંદર દેખાતી હતી. તેને એક

નાજુક અને સુંદર તાળું વાસ્યું હતું. આ તાળું નાજુક હોવા છતાં મજબૂત હતું. યમુનાએ તે પેટી વિદ્યામતીની સન્મુખ મૂકીને કહ્યું: " એક કારીગરને ત્યાંથી આ પેટી તૈયાર જ મળી ગઇ. તેણે રંગ-રોગાન કરીને વેચવાને માટે મૂકી હતી. પેટીનું મૂલ્ય અરધી દિનાર આપવું પડયું છે. તાળાકુંચીનો પણ તેની અંદર જ સમાવેશ થઈ જાય છે. બાકીની અરધી દિનાર આ રહી."

" યમુના ! તું કરકસરવાળી અને ઝીણી બુદ્ધિની છે એ જોઇને મને આનંદ થાય છે." એમ બોલતાં વિદ્યામતીએ પેથી કુંચી-વડે તાળું ખોલીને પેટી ઉઘાડી તથા અંદર અને બહારથી તેનું નિરીક્ષણ કર્યું. ત્યારબાદ જે રેતી પોતે નદીએથી લઈ આવી હતી તે તેણે આ પેટીમાં ભરી દીધી અને પુનઃ પેટીને બંધ કરીને તાળું વાસી દીધું તથા એ તાળાની કુંચી પોતાના અંબોડાને છેડે બાંધી દીધી. પછી તે બોલી: " યમુના ! સ્હાંજ પડવા આવી છે, માટે તું જલ્દી રસોઇ કરી નાંખ તો આપણે જમી લઇએ; કારણકે જો સૂર્ય અસ્ત થઈ જશે તો પછી રાત્રીએ આપણાથી ભોજન થઇ શકશે નહિ."

" હા, બાઇ ! આપનું કહેવું બરાબર છે." એમ કહીને તે રસોઇની તૈયારી કરવા લાગી. પરંતુ તેના મનમાં અત્યારે એક જ વિચાર આવ્યા કરતો હતો કે વિદ્યામતીએ આ પેટીમાં રેતી શા માટે ભરી હશે. આવી દેખાવડી અને કીમતી પેટી શું તેણે રેતી ભરવાને માટે મંગાવી હશે ? એમ તો ન હોય; આમ કરવામાં પણ તેનો કોઇ ખાસ ઊંડો હેતુ હોવો જોઇએ.

વિદ્યામતી પણ હવે શું કરવું, તેની યોજના મનમાં ગોઠવતી હતી.

પ્રિય વાચક ! આવી સુંદર પેટીમાં રેતી ભરવામાં વિદ્યામતીનો શો ઉદ્દેશ હશે તેનો તને પણ વિચાર થતો હશે. તારા એ વિચારનો પ્રત્યુત્તર તને આવતા પ્રકરણમાં મળશે.

---

## પ્રકરણ ૬ ઠું.

### પ્રથમ આજ્ઞાનું પાલન.

ભોજન કરી રહ્યા પછી રાત્રી પડી એટલે વિદ્યામતીએ યમુનાને કહ્યું: " મારા પતિના મિત્ર લક્ષ્મીનંદન શેઠ આ ગામમાં રતનપોળમાં રહે છે, તેમને તું ઓળખતી તો હશે જ. "

" હા, બાઈ ! તેમને હું સારી રીતે ઓળખું છું. તેમનાં વહુ પાસે હું ઘણીયે વાર ગઈ હોઇશ. " યમુનાએ જવાબ આપ્યો.

" વારૂ, ત્યારે તું તેમને ત્યાં જઇ મારૂં નામ આપીને તેમને કહેજે કે વિદ્યામતી તમને બોલાવે છે. ખાસ જરૂરનું કામ છે માટે અત્યારે જ ચાલો. "

" ઠીક છે, બાઇ ! હું તેમને બોલાવી લાવું છું. " એટલું કહીને યમુના ઉઠી અને લક્ષ્મીનંદન શેઠને તેડવાને માટે ગઈ.

વિદ્યામતી એકલી પડી એટલે સ્વગત વિચાર કરવા લાગી. "જો મારી યોજના ફળીભૂત થાય અને મારી ધારણા પાર ઉતરે છે તો હું મારા પતિએ મને કરેલી ચાર આજ્ઞાઓનું સહેલાઇથી પાલન કરી શકીશ. મારા પતિ તો એમ જ સમજતા લાગે છે કે સ્ત્રીઓ જડ વસ્તુ છે, તેમના પતિઓને રમવાનાં રમકડાં છે, પરંતુ હું તેમને બતાવી આપીશ કે સ્ત્રીમાં પણ બુદ્ધિ છે અને તે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરીને પુરુષ કરતાં પણ વિશેષ સમૃદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. "

એ પ્રમાણે તે ઘોડા ગંઠતી હતી એ વખતે યમુના લક્ષ્મીનંદન શેઠને તેડીને આવી.

" લક્ષ્મીનંદનભાઇ ! પધારો. " વિદ્યામતીએ આવકાર આપ્યો.

" હા, ભાભી ! કહો, મારૂં શું એવું જરૂરી કામ પડયું છે ? " લક્ષ્મીનંદને પ્રશ્ન કર્યો.

" તમારા ભાઇ તો પરદેશ સિધાવ્યા છે. પણ તમે તમારી ભાભીની તમારા ભાઈની ગેરહાજરીમાં ખબર પણ રાખતા નથી ? "

" એવું હોય, ભાભી સાહેબ ? આપ જે કામ હોય તે સુખેથી ફરમાવો. અર્થચંદ્ર શેઠે અમારા ઉપર અનેક વાર ઉપકાર કરેલો છે તો પછી તમારૂં કામ કરવું તે અમારી ફરજ છે. " લક્ષ્મીનંદને કહ્યું.

" કામ તો માત્ર એટલું જ છે કે તમારા ભાઇ વ્યાપાર અર્થે પરદેશ સિધાવ્યા છે અને અહીંથી પુષ્કળ વહાણ ભરીને માલ લઇ જવાનો હોવાથી તે ખરીદવામાં તમામ નાણું રોકી દીધું છે. હવે તેમની પાછળ અહીંનું કામકાજ બંધ ન રહેવું જોઇએ એવી મારી ઇચ્છા છે; અને તેને માટે નાણાંની જરૂર રહે જ. જો મુનિમને કહું તો બજારમાંથી તમારા ભાઇને નામે ગમે ત્યાંથી ગમે તેટલી રકમ તે લાવી શકે, પરંતુ એમ કરવાથી અમારી આબરૂને એટલી ખલેલ પહોંચે. અત્યારસુધીમાં તમારા ભાઇએ ઘણાને ધીરધાર કરી હશે; પણ કોઇની પાસેથી એક દમડી પણ વ્યાજે લીધી નથી; એટલે તેમની ગેરહાજરીમાં તેમના નામને કશી હરકત ન આવે એ જોવાનું કામ મારૂં છે. વળી મુનિમને વાત કરવાથી ઘરનો ભરમ જણાઇ આવે. એમ થવા દેવાની પણ મારી ઇચ્છા નથી. તમે તો પોતાના છો અને તમારે ને એમને બે ભાઇ કરતાં પણ અધિક સંબંધ છે તેથી મેં તમને બોલાવીને તમારી પાસે મદદ માંગવાનો વિચાર રાખ્યો હતો. "

યમુના તો એક કોરે બેઠી બેઠી વિદ્યામતીની આ વાત સાંભળીને સ્તબ્ધ જ બની ગઇ હતી; તેની સામે જોઇને વિદ્યામતી બોલી: " યમુના ! જા, પેલી પેટી લાવ જોઇએ. " યમુનાએ પેટી લાવીને વિદ્યામતીની સમક્ષ મુકી, એટલે તે પુનઃ લક્ષ્મીનંદન શેઠને કહેવા લાગી: " મેં પ્રથમ તો તમને મારા મકાનપર બોલાવવાનો વિચાર રાખ્યો હતો; પણ તમે ત્યાં આવો તો આપણા વચ્ચેની વાત ઘરના માણસોના સાંભળવામાં આવે એ પણ મને ઠીક લાગ્યું નહિ અને તે જ કારણથી તમારે ત્યાં આવવાનું પણ મને યોગ્ય ન લાગ્યું. એટલે તમને અહીં બોલાવીને વાત કરવાનો

મેં વિચાર કર્યો; કેમકે આ યમુના વિશ્વાસપાત્ર છે. તેણે મને ન્હાનપણથી ઉછેરીને મોટી કરેલી હોવાથી મારો તેના પર સંપૂર્ણ વિશ્વાસ છે. વારુ, મારી પાસે આ મૂલ્યવાન રત્નોની ભરેલી પેટી છે. એ પેટીને તમારા ભાઇ તાળું વાસીને મ્હોર કરતા ગયા છે. તમે એ પેટી તમારે ત્યાં રાખો અને તેના ઉપર એક લાખ દિનાર મને આપો. તેનું વ્યાજ તમે બીજાની પાસેથી જે લેતા હશો તેટલું હું પણ તમને આપીશ, અને તમારાં નાણાં કડકે કડકે હું તમને વ્યાજ સાથે ભરી આપીશ."

"બસ, એ જ કામ હતું ને ? એમાં તે શી મોટી વાત હતી ? અને વળી તેને માટે આ પેટીની પણ શી જરૂર છે ? શું તમારો અને અમારો એવો સંબંધ છે ? હું અનેક વાર મોટી મોટી રકમો અર્થચંદ શેઠ પાસેથી એમની એમ લઇ જતો હતો. કેટલીક વાર તો તે મારી પાસેથી વ્યાજ પણ લેતા ન હતા. તો પછી તમને એક લાખ દિનાર આપવાના પેટમાં તમારી પાસેથી તમારાં મૂલ્યવાન રત્નોની આ પેટી મારે રાખવી તે યોગ્ય ગણાય ખરું ? બોલો તમને નાણાંની જરૂર ક્યારે છે ? જો અત્યારે કહેતા હો તો અત્યારે જ મારા માણસો સાથે અહીં મોકલી આપું." ગુણજ્ઞ લક્ષ્મીનંદન શેઠે ઉપકારવશતાપૂર્વક વિદ્યામતીને સહાય કરવાની તત્પરતા દર્શાવી.

વિદ્યામતીએ કહ્યું: "શેઠજી ! તમોએ દર્શાવેલી લાગણી માટે હું તમારો આભાર માનું છું; પરંતુ એમાં તમારા ભાઇએ કાંઇ વિશેષ કર્યું નથી. વ્યાપારીઓએ એક બીજાને સહાય કરવી એ તેમનો ધર્મ છે; અને જો અત્યારે તમારા ભાઇ અત્રે હોત તો જૂદી વાત હતી. તેમને નાણાંની જરૂર હોત અને તે તમારી પાસેથી વગર વ્યાજે કદાચ પણ લેત; પણ જો તમારી મને મદદ કરવા ઇચ્છા જ હશે તો તમારે આ રત્નોની પેટી તમારે ત્યાં રાખવી પડશે. દેહનો કાંઇ ભરોંસો નથી અને હું ગમે તેમ તોયે બાઇ

માણસ. એટલે તમારાં નાણાંને કોઇ જાતની હરકત ન પહોંચે તેની કાળજી મારે લેવી જોઇએ. માટે મારી આ માંગણીનો સો તમારે સ્વીકાર કરવો જ પડશે."

"તમારો જ્યારે એટલો બધો આગ્રહ છે ત્યારે હું ના કહી શકતો નથી. લાવો આ રત્નોની પેટી અને કહો તમારે નાણાંની જરૂર અત્યારે ને અત્યારે જ છે કે આવતી કાલે મોકલું તો ચાલશે ?" લક્ષ્મીનંદને રત્નોની પેટી પોતાને ત્યાં રાખવાનું કબુલ કર્યું.

વિદ્યામતી બોલીઃ "શેઠજી ! આ પેટીને તમારા ભાઇએ તાળું વાસીને મ્હોર કરેલી છે. પણ જો તમારી ઇચ્છા હોય તો એ મ્હોર તોડીને પણ અંદરનાં રત્નો તમને બતાવું, કારણકે તમારા મનમાં કોઇ પણ પ્રકારની શંકાને અવકાશ રહેવો ન જોઇએ."

યમુના તો વિદ્યામતીની આ ધૃષ્ટતા જોઇ જ રહી. લક્ષ્મીનંદને કહ્યું: "એ શું બોલ્યા ? શંકા ! અને તે પણ તમારે માટે ? મેં તો તમને કહ્યું છે જ કે મારે તો આ પેટીની પણ જરૂર નથી. તો પછી અંદરનાં રત્નો કેવાં છે અને કેટલી કીમતનાં છે તે મારે જાણવાની શી જરૂર ? અરે અંદર શેઠજીએ રત્નો મૂક્યાં હોય કે બીજું કાંઇ મૂક્યું હોય તો તેની પણ મને શી દરકાર છે ? હું તો માત્ર તમારી વતી આ રત્નોની પેટી મારે ત્યાં રાખીને સાચવીશ."

"હં, મને નાણાંની અત્યારે તો ખાસ જરૂર નથી; તેમજ રોકડ નાણાંની પણ જરૂર નથી. તમે એક લાખ દિનારની હુંડીઓ મને લખી આપજો. તે પછી અમે વટાવી લઇશું. આવતી કાલે મને હુંડીઓ મળે તેમ કરજો. આપને મેં ઘણી તસ્દી આપી. અત્યારે રાત્રી ઘણી વીતી ગઇ છે માટે આપ પધારો."

"ભલે ત્યારે, આવતી કાલે હું હુંડીઓ મોકલી આપીશ. હવે હું રજા લઇશ; બીજું પણ મારા સરખું કામ હોય તો સુખેથી ફરમાવજો. જુદાઇ ન જાણશો." એટલું કહી લક્ષ્મીનંદન શેઠ પેલી પેટી ખેસમાં લપેટીને ઉઠ્યા.

તેમના ગયા પછી યમુના વિદ્યામતીની સામે જોઇને બોલીઃ "વિદ્યામતી બ્હેન ! તમારી બુદ્ધિ અને વાક્ચાતુર્ય જોઇને હું તો છક જ બની ગઇ."

"બાઇ ! મારામાં કશું નથી. એ બધો ભાગ્યનો ખેલ છે. મારૂં ભાગ્ય સીધું હતું તો તેને આ રેતીથી ભરેલી પેટી પણ મૂલ્યવાન લાગી અને મેં તેને પેટી ખોલીને બતાવવાનું કહ્યું તોપણ એણે ના પાડી; જ્યારે ભાગ્ય વાંકું હોત તો પેટીની અંદર ખરાં રત્નો મૂકેલાં હોત તોપણ તે એને બનાવટી કાચના કકડા લાગત અને મારૂં કામ કરવાને બદલે ઉલટો ગામમાં મારી નાલાસી કરત. માટે મનુષ્યે તો કદી અભિમાન કરવું જ નહિ. જેવાં કર્મ આપણે કરીશું તેવું પ્રારબ્ધ બંધાશે અને તેનું ફળ આપણે ભોગવવાનું છે." વિદ્યામતીએ પોતાનું નિરભિમાન પ્રકટ કરીને ભાગ્યની મહત્તા દર્શાવી.

"હા, બ્હેન ! તમારૂં કહેવું ખરૂં છે. મનુષ્યનું ધાર્યું જો થતું હોય તો તે દુઃખને પોતાની સમીપમાં પણ શાનો આવવા દે ? પણ તેના પ્રારબ્ધમાં જે સુખદુઃખ માંડેલ હોય છે તે તેની ઇચ્છા કે અનિચ્છા છતાં પણ ભોગવ્યા વિના તેનો છૂટકો નથી. વારૂ, બ્હેન ! હવે રાત્રી ઘણી ગઇ છે, માટે તમે આરામ લ્યો. તમારી પથારી ઓરડામાં કરી છે. હું બહાર ઓસરીમાં સૂઇ રહીશ. તમે બહાર સૂઓ તો રાત્રે તમારા નાજુક શરીરને શરદી લાગશે."

"વારૂ ચાલો ત્યારે આપણે પ્રભુનું સ્મરણ કરતાં સૂઇ જઇએ." વિદ્યામતીએ પણ સંમતિ આપી.

બીજે દિવસે સ્હવારે લક્ષ્મીનંદન શેઠે વિદ્યામતીના કહ્યા મુજબ એક લાખ દિનારની હુંડીઓ મોકલી આપી. તે હુંડીઓ મળતાંની સાથે જ વિદ્યામતીએ યમુનાને મોકલીને પોતાના વૃદ્ધ મુનિમને બોલાવ્યો. વાચકો જાણે છે કે આ મુનિમ વૃદ્ધ હોવાથી તે અર્થચંદ્ર શેઠની સાથે પરદેશમાં નહિ જતાં અહીં જ રોકાયો હતો. શેઠાણીએ અચાનક પોતાને બોલાવેલો હોવાથી તેને આશ્ચર્ય

થયું. તેને શેઠની તમામ હીલચાલની માહિતી હતી. શેઠે તમામ મિલકત વેચી નાંખીને રોકડ રકમ કરી હતી તથા શેઠાણીને માટે રહેવાને મકાન પણ રાખ્યું ન હતું, એ તે જાણતો હતો. શેઠના આવા વર્તનથી તેના મનમાં શેઠની નાદાની તથા ઉદ્ધતાઇને માટે સ્હેજ ક્રોધ પણ ઉપજ્યો હતો. પરંતુ શેઠ અને શેઠાણી વચ્ચે થયેલા વિખવાદનું આ પરિણામ છે એમ તેના જાણવામાં ન હતું. શેઠાણીની નિરાધાર સ્થિતિને માટે તેના મનમાં ખેદ પણ થયો હતો. તેણે એવી કલ્પના કરી કે 'શેઠાણી મને અત્યારે બોલાવે છે તેનું કારણ માત્ર એક જ હોવું જોઇએ. હું તેમનો જુનો નોકર હોવાથી તે મને પોતાની પરિસ્થિતિથી વાકેફ કરી, મારી મદદની આશા રાખતાં હશે; અને મારી પણ ફરજ છે કે આ વખતે મારે મારાથી બનતી મદદ તેમને કરવી જોઇએ, કારણકે તેમના જ અન્નથી આ દેહ પોષાયો છે અને મારી પાસે જે કાંઇ છે તે તેમના કુટુંબની જ કૃપાનું ફળ છે.'

એવો વિચાર કરતો તે યમુનાની સાથે તેને ઘેર શેઠાણીની પાસે ગયો; પરંતુ ત્યાં ગયા પછી શેઠાણીની સાથે તેને જે સંભાષણ થયું એથી તો તેને અગાઉ કરતાં પણ અધિક આશ્ચર્ય થયું. શેઠાણી અને તેની વચ્ચે એવું શું સંભાષણ થયું હશે?

મુનિમને આસન આપીને વિદ્યામતી બોલી: "મુનિમજી! તમે વૃદ્ધ છો, અમારી દુકાનમાં ઘણા જૂના વખતથી હતા, અને પ્રમાણિકતાપૂર્વક તમે દુકાનનો વ્યવહાર ચલાવી અમને ઘણો સારો લાભ કરી આપ્યો હતો; એથી તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ મૂકવામાં હરકત નથી—"

"બાઇ!" મુનિમ વચ્ચે બોલી ઉઠ્યો: "મેં જે કાંઇ કર્યું હોય તેમાં મારી ફરજ બજાવવા કરતાં વિશેષ કર્યું નથી, કેમકે અર્ધચંદ્ર શેઠ તથા મોટા શેઠનો મારા ઉપર વિશ્વાસ હતો; અને વળી તેઓ ઉદારતાપૂર્વક મારા કામની કદર કરતા હતા. અર્ધચંદ્ર શેઠના મગજમાં ગમે તે ધુન ભરાવાથી તે એકાએક પરદેશ ચાલ્યા ગયા

છે, જોકે તેમને વિદેશમાં જવાની કશી પણ જરૂર ન હતી; એટલું જ નહિ પણ તેમણે દુકાન પણ બંધ કરી દીધી છે અને પોતાની અહીંની તમામ મિલકત વેચી સાટી, રોકડ રકમ કરી, અહીંથી પુષ્કળ માલ વહાણમાં ભરીને લઇ ગયા છે. મારા જાણવામાં આવ્યું છે તથા વળી તમને આ બાઇના મકાનમાં જોઇને મારી ખાત્રી થાય છે કે તેમણે તમારે રહેવાને માટે એક મકાન પણ રહેવા દીધું નથી. શેઠનું આ વર્તન મને વિચિત્ર લાગે છે અને તે માટે તેમના પર સ્હેજ ક્રોધ પણ ચડે છે.”

“મુનિમજી!” વિદ્યામતીએ કહ્યું: “એમનું વર્ત્તન વિચિત્ર ભલે હોય પરંતુ એ માટે તેમના પર ક્રોધ કરવાનું કારણ નથી. એટલું તો ખરૂં જ કે તેમણે જે કાંઇ કર્યું હશે તે દીર્ઘ વિચાર કરીને જ કર્યું હશે. વ્યાપારીનો દીકરો કોઇ પણ કાર્ય લાંબો વિચાર કર્યા સિવાય કરે નહિ. પરંતુ મારી એવી ઇચ્છા છે કે આપણી જે દુકાન હાલમાં બંધ રાખવામાં આવી છે તે પુનઃ ચાલુ થવી જોઇએ અને એમની ગેરહાજરીમાં તેનો વહિવટ તમારે જ ઉપાડી લેવો. આપણા જે જૂના માણસો તેમની સાથે ન ગયા હોય તેમને તમારે પુનઃ બોલાવીને રાખી લેવા. તે સિવાય બીજા જે માણસોની જરૂર પડે તેમને પણ રાખી લેવા. દુકાનનો વહિવટ તમારે તમારી સ્વતંત્ર મુખત્યારીથી ચલાવવો; માત્ર ખાસ અગત્યની બાબત હોય તો જ મને પૂછવું. વળી જે મકાનમાં અમે રહેતાં હતાં તે એમણે જેને વેચાતું આપ્યું છે તેની પાસેથી હાલ તુરતને માટે એક વર્ષની બંધણીથી મારે માટે ભાડે રાખી લેવું. બોલો, આ બધું કરવાને માટે હાલ તુરત તમને કેટલી રકમની જરૂર પડશે?”

વિદ્યામતીના પ્રસ્તુત શબ્દોથી મુનિમને આશ્ચર્ય થયું, પરંતુ તેણે વિચાર કર્યો કે શેઠાણીની પાસે પોતાની ખાનગી મૂડી હોય એ સંભવિત છે, એટલે પોતાના આશ્ચર્યને પ્રકટ નહિ કરતાં તે બોલ્યો: “હાલ તુરતને માટે દશથી પંદર હજાર દિનાર હશે તો બસ છે.

પાછી વખતે કોઈ માલ સામટો મોટા પ્રમાણમાં લેવો પડે તો વધારે રકમ રોકવી પડે. દુકાન તો જે આપણી છે તે જ રાખી લઈશું. તે શેઠે પાંચ હજાર દિનારમાં વેચી નાંખી છે, પણ મને લાગે છે કે જો તેના હાલના માલિકને આપણે પાંચસો–હજાર દિનાર વધારે આપીએ તો તે આપણને પાછી મળી શકશે."

"ભલે, તમને યોગ્ય લાગે તેમ કરો; લ્યો, આ એક લાખ દિનારની હુંડીઓ મેં લક્ષ્મીનંદન શેઠને ત્યાંથી મંગાવી છે. તેને વેચી નાંખી તેની રોકડ રકમ કરો અને જોઈએ તેટલી તમારી પાસે રાખી, બાકીની મને આપજો. પણ આ બધું કાર્ય શીઘ્રતાથી થવું જોઈએ. બિલકુલ વિલંબ કરવો નહિ."

"વિલંબ શામાટે? આજે ને આજે બધી ગોઠવણ કરી નાંખીશું અને આપણું મકાન ભાડે રાખી લઈને માણસને અહીં મોકલીશ, એટલે તેની સાથે આપ ત્યાં પધારજો." મુનિમે કહ્યું.

"વારુ, ત્યારે હવે તમે જાઓ." વિદ્યામતીએ કહ્યું.

મુનિમ પેલી હુંડીઓ લઈને ઉઠચો. તેણે સહુથી પહેલાં તો જે મકાનમાં શેઠ રહેતા હતા તેને મળીને તે મકાન ભાડે રાખી ભાડાચીઠી કરી આપી અને એક માણસને મોકલી શેઠાણીને તે બાબતની ખબર આપી. એટલે શેઠાણી પણ જમીને, શુભ મુહૂર્ત જોઈ, યમુનાને પોતાની સાથે લઈને એ મકાનમાં રહેવાને ગયાં. આગલે દિવસે જે મકાનમાંથી પોતાને તદ્દન નિરાધાર અવસ્થામાં નિકળવું પડયું હતું તે જ મકાનમાં આજે તેણે પ્રવેશ કર્યો.

બીજી તરફથી મુનિમે પેલી દુકાનનું પણ સાટું કરી નાંખ્યું અને કાચો દસ્તાવેજ કરી, નાણાં ભરીને તે દુકાન પોતાના કબજામાં લઈ લીધી તથા શેઠના જે જૂના વાણોતર તથા બીજા નોકર હતા તેમને બોલાવીને સારો પગાર આપવાનું કહી રાખી લીધા. પેલી હુંડીઓ પણ ગામમાં વેચી નાંખીને તેમાંથી ખરચાયેલી રકમ જતાં બાકીની જે રકમ વધી તે તેણે લાવીને શેઠાણી પાસે રજુ કરી.

શેઠાણીએ ભોંયરામાં જે સ્થળે રોકડ રાખવામાં આવતી હતી ત્યાં એ રકમ મુકાવી દીધી. મુનિમ તેમની રજા લઇને ચાલ્યો ગયો. વિદ્યામતીએ યમુનાને પોતાની પાસે રાખી લીધી અને બીજી બે-ત્રણ બાઇઓને પરચુરણ કામમાટે રાખી લીધી. પુનઃ ડેલીએ આરબનો પહેરો ચાલુ થયો અને આમ થોડા સમયમાં જ પૂર્વવત્ વ્યવહાર શરૂ થઇ ગયો. વૃદ્ધ મુનિમ પણ પોતાના બહોળા અનુભવ અને બાહોશીથી વ્યાપાર ખેડવા લાગ્યો અને ઉત્તરોત્તર વિદ્યામતીના સદ્‌ભાગ્યના યોગે તેમાં સારો લાભ પ્રાપ્ત થવા લાગ્યો. એક વર્ષ પૂરૂં થઇ ગયું. સરવૈયું કાઢતાં પડતર માલ બાદ જતાં રોકડ રકમમાં પાંચ લાખ દિનારનો વધારો હતો; એટલે સહુથી પહેલું કાર્ય તો શેઠાણીએ એક લાખ દિનાર વ્યાજ સાથે લક્ષ્મીનંદન શેઠને ત્યાં પહોંચતી કરાવીને પોતાની પેલી રત્નની પેટી મંગાવવાનું કર્યું. લક્ષ્મીનંદન શેઠને પણ વિદ્યામતીની બાહોશી તથા વ્યવહારકુશળતાથી આનંદ અને આશ્ચર્ય ઉત્પન્ન થયાં. તેણે પેટી જાતે લાવીને જેવી ને તેવી સ્થિતિમાં વિદ્યામતી પાસે રજુ કરી. તે બોલ્યોઃ "ભાભી! અર્થચંદ્રભાઇ જાતે અહીં હાજર નથી, પણ તેમની ગેરહાજરીમાં તમે તેમની ગરજ પૂરેપૂરી સારો તેવાં છો. આમ એક વર્ષમાં જ તમે મારી રકમ મને પાછી આપી શકશો એમ હું માનતો ન હતો. મેં તો ધાર્યું હતું કે જ્યારે અર્થચંદ્રભાઇ વિદેશમાંથી પાછા આવશે ત્યારે હું તેમની પાસેથી એ રકમ લઇ લઇશ; પણ તમે મોટું સાહસ ખેડયું છે. બજારમાં પણ તમારી સાહસિકતા અને વ્યવહારકુશળતાની અત્યંત પ્રશંસા થાય છે."

"લક્ષ્મીનંદનભાઇ!" વિદ્યામતીએ જવાબ આપ્યોઃ "એમાં મારી સહાસિકતા કે વ્યવહારકુશળતાની પ્રશંસા કરવાની કશી પણ જરૂર નથી. માત્ર તમારા ભાઇના નામથી અને ઘરડાંનાં પુણ્યથી એ બધું ચાલ્યા કરે છે. બાકી આ કાર્યમાં ખરો યશ તો અમારા વૃદ્ધ મુનિમને ઘટે છે. પણ લક્ષ્મીનંદનભાઇ! મારે એક મહાન

કરાવવું છે. આ મકાનમાં હું રહું છું એ તો મેં ભાડે રાખેલું છે. તમને કદાચ ખબર નહિ હોય કે તમારા ભાઇ વિદેશગમન વખતે રોકડ રકમની જરૂર હોવાથી આ મકાન પણ વેચી નાંખતા ગયા હતા. પહેલાં તો આ જ મકાન પુનઃ વેચાતું રાખવાનો મારો વિચાર થયો હતો, પરંતુ તેની વધારે રકમ આપવી પડે અને વળી આ મકાન ઘણા વખતનું જીનું હોવાથી તેમાં સુધારો વધારો કરાવવાને માટે પણ ખર્ચ કરવું પડે, તો પછી તેને બદલે બીજું નવું જ મકાન કરાવ્યું હોય તો ખોટું શું? હું મારા મુનિમને તમારી પાસે મોકલીશ, એટલે તમે બન્ને કોઇ સારી જગ્યા પસંદ કરીને ત્યાં એક ન્હાનો પણ સુંદર પ્રાસાદ બનાવજો. તેનો ઘાટ અત્યારે આપણા શહેરમાં ન્હાનાં મોટાં જે મકાનો છે તેના કરતાં તદ્દન જુદો જ હોવો જોઇએ. તેમ તેમાં ખર્ચ પણ વધુમાં વધુ એકથી બે લાખ દિનાર કરતાં વિશેષ ન થવું જોઇએ."

"વારૂ, મુનિમજીને મોકલજો. આપની ઇચ્છા પ્રમાણે તમામ ગોઠવણ થઇ જશે." લક્ષ્મીનંદને કહ્યું.

તેના ગયા પછી વિલાસમતીએ તુરત જ મુનિમને બોલાવ્યો અને નવું મકાન કરાવવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી તથા તે માટે લક્ષ્મીનંદન શેઠને મળીને જગ્યા પસંદ કરવાની તથા એ કાર્યની જલ્દી શરૂઆત કરી દેવાની સૂચના કરી. મુનિમે પણ તે સૂચનાને અનુસરીને તાબડતોબ લક્ષ્મીનંદન શેઠની દુકાનનો માર્ગ લીધો. શેઠ તથા તેણે મળીને શહેરના મધ્ય ભાગમાં બજારની નજીકમાં એક જગ્યા પસંદ કરી. પ્રથમ ત્યાં મકાન હતું પરંતુ કેટલેક સમય થયાં તે મકાન પડી જવાને લીધે એ જગ્યા પડતર રહી હતી. તે જગ્યાનો વિસ્તાર વિશેષ હોવાથી તેમાં પ્રાસાદની આસપાસ એક ન્હાનો સરખો બગીચો પણ થઈ શકે તેમ હતું. એટલે એ જ જગ્યા પસંદ કરીને તેનું વેચાણખત કરાવી લીધું તથા બીજે જ દિવસે સારો વાર અને શુભ ચોઘડીએ મકાનનો પાયો નાંખવાની

ક્રિયા કરવામાં આવી. સારા અનુભવી અને હુશિયાર કારીગરોને રોકવામાં આવ્યા. પ્રાસાદમાં જોઇતું પત્થરકામ તથા લાકડકામ પણ મજબૂત અને ઉંચા પ્રકારનું લેવામાં આવ્યું હતું. અંદરના ભાગમાં તો મોટે ભાગે આરસપહાણનો જ ઉપયોગ કરવામાં આવ્યો હતો. પ્રાસાદની નજીક વિદ્યામતીએ પોતાને ધર્મક્રિયા કરવા માટે એક નાની પૌષધશાળા પણ બંધાવી.

આજે તેનું મન પ્રફુલ્લિત હતું. આ પ્રાસાદ તેની ધારણા પ્રમાણે જ મનોહર અને સુંદર બન્યો હતો. પોતે પોતાના પતિની પહેલી આજ્ઞાનું પાલન કર્યું હતું. તેણે કારીગરોને યોગ્ય બક્ષિસ આપી, મુનિમ, વાણોતરો અને બીજા નોકરોને પણ ઉદારતાપૂર્વક બક્ષિસો આપી, ગરીબોને ભોજન આપ્યું, ગાયોને કપાસીયા તથા ખડ નંખાવ્યું, પાંજરાપોળમાં અમુક રકમ મોકલી આપી, કબુતરામાં જાર નંખાવી, અને બીજે પણ સારો ધર્માદો કર્યો. કહેવાની જરૂર નથી કે પેલી યમુના તેની પાસેની પાસે જ હતી.

---

## પ્રકરણ ૭ મું.

---

### રાજપુત્રીનું લગ્ન.

વિદ્યામતીએ તેના પતિએ કરેલી એક આજ્ઞાને તો પૂર્ણ કરી હતી, પરંતુ હજી ત્રણ બાકી હતી. તે આજ્ઞાને કેવી રીતે પૂર્ણ કરવી એનો વિચાર અહર્નિશ વિદ્યામતીના મનમાં થયા કરતો હતો. વ્યાપારના સંબંધમાં તેને વિશેષ લક્ષ આપવું પડતું ન હતું, કેમકે તેનો વૃદ્ધ મુનિમ અનુભવી અને કાર્યકુશળ હોવાથી દુકાનનું કામ ચલાવતો હતો. એવામાં એક દિવસ એક વણઝારો બહારગામથી ખાંડની પુષ્કળ ગુણો લઇને આવ્યો. તેનો વિચાર પોતાની પાસેની તમામ ખાંડની ગુણોનો એક સામટો સોદો કરવાનો હતો. છૂટક છૂટક થોડી ઘણી ગુણો લેવાને માટે ઘણા વેપારીઓ તૈયાર હતા; પરંતુ કોઇ પણ સામટી

ખાંડ ખરીદવાની હિમ્મત કરી શકતું ન હતું. એથી સારું સુધર્યું નહિ અને વણઝારો તમામ ગુણો લઇને ત્યાંથી બીજે ગામ જવાને તૈયાર થયો. વિદ્યામતીને એ વાતની જાણ થઇ, એટલે તેણે પોતાના જૂના મુનિમને બોલાવીને કહ્યું કે " તમે વણઝારા પાસે જાઓ, અને જો તે કિફાયત ભાવથી આપતો હોય તો તેની પાસે ખાંડની જેટલી ગૂણો હોય તેટલી બધીએ ખરીદી લ્યો."

વિદ્યામતીનું આવું કથન સાંભળીને મુનિમને આશ્ચર્ય થયું. તે બોલ્યોઃ " બાઇ! એ વણઝારો ચાર દિવસથી અહીં આવેલો છે, પરંતુ કોઈ વેપારી સામટી ગૂણોનો સોદો કરતો નથી, કેમકે ચોમાસું નજીક આવે છે. વળી આટલી બધી ગૂણો ખાંડની ભરી રાખવાથી નુકસાન જવાનો સંભવ છે. ખાંડનો બજાર હમણાં ઉતરતો છે, એટલે જેમની પાસે ખાંડ છે તે પણ કાઢી નાંખે છે, તેથી આપણે આવું સાહસ ખેડવું તે મને કોઇ રીતે ઉચિત લાગતું નથી."

" મુનિમજી ! તમારું કહેવું બરાબર છે; પણ એ વણઝારાને આપણા ગામમાંથી એમ ને એમ પાછા ફરવું પડે તે મને કોઇ રીતે ઠીક લાગતું નથી. વળી આપણે જે ખાંડ ખરીદીશું તે ચોમાસામાં સંઘરવી જ પડશે એમ કેમ કહી શકાય? વખતે કોઇ ગ્રાહક મળી જાય તો આપી દઇશું. બાકી અત્યારે ખાંડનો બજાર ભલે ઉતરતો હોય, પણ કાલે શું થશે તે કોઇ કહી શકે તેમ નથી; માટે આ બાબતમાં વધારે વિચાર નહિ કરતાં તમામ ગૂણો ખરીદી લેવી એ જ મને ઠીક લાગે છે."

વિદ્યામતીનો આવો નિશ્ચય સાંભળીને મુનિમને વધારે કશું બોલવું યોગ્ય ન લાગ્યું. તે તુરત જ ત્યાંથી ઉઠયો અને પેલા વણઝારા પાસે ગયો. વણઝારો જવાની તૈયારી કરી રહ્યો હતો તેની સાથે વાત કરીને સાટું નક્કી કર્યું અને ખાંડની તમામ ગૂણો ખરીદીને વખારમાં ભરાવી દીધી તથા તેનાં નાણાં પણ તે જ વખતે રોકડાં વણઝારાને ગણી આપ્યાં, જોકે મુનિમને તો એમ જ થયું હતું કે વિદ્યામતી

અત્યારે બેરક મત ચલાવે છે અને 'સ્ત્રીની બુદ્ધિ પાનીએ 'ની કહેવત છે તેનો દૃષ્ટાંત પૂરો પાડે છે, કારણકે ખાંડના બીજા મોટા વેપારીઓ જ્યારે ખાંડ કાઢતા હતા ત્યારે વિદ્યાબતીને ભરવાનું સૂજ્યું હતું.

પરંતુ કોઈ પણ કાર્યમાં જો લાભ થવાનો હોય છે તો અકસ્ચકરમાંથી આવી મળે છે. થોડા દિવસ પસાર થયા બાદ એકાએક ઉજ્જયનીના મહારાજા કંદર્પસેને પોતાની લગ્નને લાયક થયેલી કુંવરીનું લગ્ન કરવાનો વિચાર કર્યો. પ્રથમ તેમનો ઇરાદો રાજકુમારીનાં લગ્ન આવતા વર્ષમાં કરવાનો હતો, પરંતુ એક જ્યોતિષીને પૂછવાથી માલૂમ પડ્યું કે એ વર્ષમાં સાત ગ્રહ એકઠા થતા હોવાથી ઉલ્કાપાત થવાનો સંભવ છે, એથી એવા ઉલ્કાપાતવાળા વર્ષમાં શુભ કાર્ય કરવાને બદલે 'शुभस्य शीघ्रम्' એ ન્યાયે શુભ કાર્યને તુરત જ કરી નાંખવાનો નિશ્ચય કર્યો અને લગ્નનું મુહૂર્ત પણ નજીક આવતું હોવાથી તેની તૈયારી જલ્દીથી કરવા માંડી. ભારતવર્ષમાં ઉજ્જયનીનું રાજ્ય મોટું ગણાતું હોવાથી મ્હેમાનો મોટી સંખ્યામાં આવવાનો સંભવ હતો, તેમજ જેની સાથે રાજકુમારીનો વિવાહ કરવામાં આવ્યો હતો, તે પણ હાથેવાળે પરણવાને માટે આવનાર હતો. એથી તમામ વસ્તુઓ મોટી સંખ્યામાં એકઠી કરવાની હતી. બધી વસ્તુઓ તો મળી શકી, પણ ખાંડ પૂરતા પ્રમાણમાં મળી નહિ. ખાંડના મોટા વેપારીઓ હતા તેમની પાસે સીલીકમાં માત્ર થોડી થોડી ગૂણો હતી. તે ખાંડ પૂરી પાડી શકે તેમ ન હતું. સમય થોડો હોવાથી બહારગામથી મંગાવવાનો અવકાશ ન હતો. રાજ્યના કોઠારખાતાના ઉપરીએ એ હકીકત કારભારીને જણાવી. કારભારીએ મહારાજાના કાનપર નાંખી. મહારાજાએ કહ્યું: "ગમે તેમ થાય, ગમે તેટલું દામ આપવું પડે પણ સારામાં સારી ખાંડ કોઇ પણ રીતે લાવો!"

મહારાજાનો જવાબ કારભારીએ કોઠારીને જણાવ્યો. કોઠારી

વિચારમાં પડી ગયો. તેણે ખાંડના વેપારીઓને બોલાવ્યા અને કોઇ પણ રીતે પોતાને જોઇતી ખાંડ પૂરી કરી આપવાનું તેમને જણાવ્યું. વેપારીઓએ કહ્યું કે " અમારી પાસે જેટલી ખાંડ હતી તેટલી અમે હાજર કરી દીધી છે. હવે અમે ક્યાંથી લાવીએ? વળી વખત પણ પહોંચતો નથી. નહિતો બહારગામથીયે મંગાવી શકત."

એક વેપારી બોલ્યો: " અહીં થોડા દિવસ ઉપર એક વણુઝારો ખાંડની ગૂણો લઇને આવ્યો હતો. તેની ખાંડ કોઇ પણ વેપારીએ રાખી ન હતી; પણ મારા સાંભળવામાં આવ્યું છે કે અહીંના શેઠ અર્થચંદ્રના મુનિમે તે ગૂણો ખરીદી લીધી છે એટલે તેમને ત્યાં જો તપાસ કરાવશો તો વખતે મળી શકશે."

કોઠારીએ તે જ વખતે એક માણસને મોકલીને અર્થચંદ્રના મુનિમને બોલાવી મંગાવ્યો. મુનિમ હાજર થયો એટલે કોઠારીએ કહ્યું: " રાજકુમારીના લગ્નપ્રસંગમાં ખાંડની જરૂર છે. થોડી ઘણી ખાંડ તો મળી છે પણ બીજી વધારે જોઇએ છે; અને અમારા જાણુવામાં આવ્યું છે કે તમારે ત્યાં ખાંડ છે. તો તમારી પાસે સીલીકમાં જેટલી ખાંડ હોય તેટલી અમને આપો અને બજારમાંથી જે ભાવે ખાંડ મળી છે તેના કરતાં તમારે કાંઇક ભાવ વધારે લેવો હશે તોપણ એમાં રાજ્યને હરકત નથી.

મુનિમ બોલ્યો: " અમારે ત્યાં ખાંડ છે એ વાત સાચી છે. અમારો વેપાર ખાંડનો નથી; પણ એક વણુઝારો અહીં ખાંડની ગૂણો લઇને આવ્યો હતો તે અમે તમામ ખરીદી લીધી, અને તેમાંથી બિલકુલ ખાંડ કાઢી નથી. ભાવને માટે તો સવાલ જ નથી. અમારે ત્યાં જે છે તે રાજ્યનું જ છે; પણ એ બાબતનો ચોક્કસ જવાબ આપતાં પહેલાં મારે અમારાં શેઠાણીને પૂછવાની જરૂર છે."

" કેમ, તમારા શેઠ અહીં નથી?" કોઠારીએ પૂછ્યું.

" નાજી, અમારા શેઠ વેપારઅર્થે પરદેશ પધાર્યા છે અને અમારી દુકાનનું કામ અમારાં શેઠાણીની સૂચના મુજબ ચલાવવામાં આવે છે." મુનિમે જવાબ આપ્યો.

" ભલે, ત્યારે તમારાં શેઠાણીને પૂછીને તુરત જવાબ આપજો." કોઠારીએ કહ્યું.

" વારુજી. " એમ કહીને મુનિમ ઉઠયો અને સીધો વિદ્યામતી પાસે ગયો. તેણે વિદ્યામતીને તમામ હકીકત જણાવી. વિદ્યામતીએ કહ્યું કે " આપણે અત્યારે ભાવનો કશો ઠરાવ કરવો નહિ. રાજકુમારીનાં લગ્ન થઇ ગયા પછી એ બાબત નક્કી કરીશું. જો ભાવને માટે વધારે આગ્રહ કરવામાં આવે તો કહેવું કે મહારાજા સાહેબ પોતે સ્વમુખે જે ભાવ કહેશે તે અમે લઇશું. "

એ પ્રમાણે શેઠાણીની આજ્ઞા લઇને મુનિમ કોઠારી પાસે ગયો અને બોલ્યો: " અમારાં શેઠાણીની આજ્ઞા છે કે જેટલી ખાંડની ગૂણો જોઇએ તેટલી આપવી. માટે આપના માણસને ગાડાં લઇને મોકલો એટલે ગૂણો તોળીને મોકલી આપું. "

" પરંતુ ભાવનું કાંઇ પૂછ્યું છે કે નહિ ? " કોઠારીએ પૂછ્યું.

" હાજી, એ બાબતમાં તેમની એવી સૂચના છે કે અમારી પાસે જે કાંઇ છે તે રાજ્યનું જ છે, માટે તેનું મૂલ્ય લેવાની જરૂર નથી. " મુનિમે જવાબ આપ્યો.

કોઠારીએ કહ્યું: " એવી રીતે ન ચાલી શકે. ભાવ તો નક્કી કરવો જ જોઇએ. "

" ભાવ નક્કી કરવાની મને શેઠાણીએ સ્પષ્ટ ના કહેલી હોવાથી એ બાબતમાં હું કશું કરી શકું તેમ નથી. "

કોઠારી મુનિમના આવા જવાબથી વિચારમાં પડી ગયો. ભાવ ઠરાવ્યા સિવાય ખાંડની ખરીદી કરવાનું તેને ઠીક લાગ્યું નહિ. છેવટે તેણે પોતે જવાબદારીમાંથી મુક્ત થવાને માટે મુનિમને કારભારીની પાસે લઈ જવાનો વિચાર કર્યો.

બન્ને જણા કારભારીની પાસે ગયા અને કોઠારીએ તમામ હકીકત તેમને નિવેદન કરી, એટલે કારભારીએ મુનિમને કહ્યું: " ખાંડનો ભાવ ઠરાવવામાં તમને હકીકત શી છે ? આર્યચંદ્ર શેઠને

હું સારી રીતે જાણું છું. તેમની પેઢી નામાંકિત છે અને તેમનાં પ-ત્નીની પણ રાજ્ય પ્રત્યેની વફાદારી અને ગુણજ્ઞતા જોઇને મને આનંદ થાય છે; પરંતુ તેમણે તેમની વસ્તુનું મૂલ્ય તો લેવું જ જોઇએ. ”

મુનિમે કહ્યું: “ રાજદરબારમાં મૂલ્ય ઠરાવવાનું હોય નહિ. વળી અમારો કાંઈ ખાંડનો વેપાર નથી. અમે તો એકાએક અમારાં શેઠા-ણીને વિચાર થઇ આવવાથી આ ખાંડ ભરી હતી. તે રાજ્યના ઉપયોગમાં આવતી હોય તો અમે અમારાં સદ્‌ભાગ્ય સમજીએ છીએ. માટે આપ ભાવતાલની વાત કર્યા સિવાય મને આજ્ઞા કરો એટલે હું આપના માણસને ખાંડ તોળી આપું. ”

કારભારીને પણ કોઠારીના જેવો જ વિચાર થઇ પડયો. તેણે પણ બધાને મહારાજાની સન્મુખ રજુ કરવાનો વિચાર કર્યો.

મધ્યાહ્નનો સમય હતો. મહારાજા વામકુક્ષી કરીને થોડી વાર થયા જ ઉઠયા હતા. કારભારી, કોઠારી તથા વિદ્યામતીનો મુનિમ ત્રણે મહારાજા પાસે ગયા. કારભારીએ સર્વ હકીકત મહારાજાને જણાવી. એ સાંભળીને મહારાજા બોલ્યાઃ “ મુનિમજી ! તમારાં બાઇની રાજભક્તિ પ્રશંસનીય છે, પરંતુ તમારે ખાંડનું મૂલ્ય તો લેવું જ જોઇએ. ”

“ મહારાજ ! મૂલ્ય લેવામાં અમને કશી પણ હરકત નથી. ” મુનિમે નમ્રતાપૂર્વક જણાવ્યું: “ પરંતુ અમારાં શેઠાણીની એવી આજ્ઞા છે કે અત્યારે મૂલ્યના સંબંધમાં કશી પણ વાટાઘાટ નહિ કરતાં આપને જેટલી ખાંડ જોઇતી હોય તેટલી આપવી. રાજકુમારીના લગ્નપ્રસંગમાં અમારે પણ અમારાથી બનતી સેવા બજાવવી જોઇએ. ”

“ તમારાં શેઠાણીનો વિચાર અભિનંદનને પાત્ર છે, પરંતુ એક રાજકર્તા તરીકે મારી ફરજ એ છે કે મારાં પ્રજાજનોને મારા તરફથી કોઇ પણ રીતે ત્રાસ પડવો ન જોઈએ. પૂર્વજન્મના કોઇ ઉચ્ચ કર્મના પ્રભાવે આ જન્મમાં રાજપદ પ્રાપ્ત થાય છે. તે પદને પ્રાપ્ત

થયેલો મનુષ્ય જો પોતાના કર્ત્તવ્યથી વંચિત થાય છે તો તે રૌ રૌ નરકનો અધિકારી થાય છે; અને એ કારણથી જ ' તપેશ્વરી તે રાજેશ્વરી અને રાજેશ્વરી તે નરકેશ્વરી ' એવી કહેવત પડી છે. જે રાજા પોતાની પ્રજાનાં સુખ–શાન્તિનો વિચાર નથી કરી શકતો તે રાજા રાજપદને યોગ્ય જ નથી. મનુસ્મૃતિમાં જણાવવામાં આવ્યું છે કે ' માત્ર રાજકારભારને સરલપણે ચલાવવાને, પ્રજાને ત્રાસ ન થાય એટલા પૂરતો જ કર રાજાએ પ્રજા પાસેથી લેવો જોઇએ. ' અર્થાત્ તે સિવાય પ્રજા પાસેથી રાજાએ વિનામૂલ્યે કશી વસ્તુ લેવી જોઇએ નહિ. માટે તમે તમારાં શેઠાણીને જણાવો કે હું તેમની પાસેથી તેમને મૂલ્ય આપ્યા સિવાય ખાંડ લઇ શકીશ નહિ. "

મુનિમે વિનયપૂર્વક જવાબ આપ્યો: " મહારાજ ! મનુષ્યોમાં આપ દેવ છો, અમારા પાલક છો–પિતા છો, આપની કૃપામાં જ અમારૂં અસ્તિત્વ છે. આ ખાંડનું મૂલ્ય ન જ લેવું એવો અમારાં શેઠાણીનો આગ્રહ નથી. માત્ર તેમની એટલી વિનતિ છે કે અત્યારે મૂલ્યના સંબંધમાં કશો પણ વિચાર નહિ કરતાં કુંવરીબાના લગ્નનો મહોત્સવ પૂર્ણ થઇ જાય ત્યારપછી આપ નામદારની ઉદારતાનો લાભ લેવો. અમારી ખાત્રી છે કે અગાઉથી મૂલ્ય નક્કી નહિ કરવામાં અમને હાનિને બદલે લાભ જ થવાનો છે. અમારાં શેઠાણીની એટલી વિનતિનો આપ સ્વીકાર કરો એવી અમારી પ્રાર્થના છે."

" જો તમારાં શેઠાણીનો એવો આગ્રહ હોય તો એ સંબંધમાં મારે કશું કહેવાનું નથી. જ્યારે તે મારા ઉપર એટલો વિશ્વાસ દર્શાવે છે ત્યારે હું પણ કહું છું કે એ વખતે તે જેટલું મૂલ્ય માંગશે એટલું આપવામાં હું લેશ પણ આનાકાની કરવાનો નથી." એટલું કહીને કંદર્પસેને કોઠારીને મુનિમ સાથે માણસોને મોકલી ખાંડ મંગાવી લેવાની આજ્ઞા કરી.

તદનુસાર મુનિમે ખાંડની જેટલી ગૂણો વખારમાં હતી તેટલી તમામ તોળી આપી અને પછી શેઠાણી પાસે જઇને મહારાજની

સાથે પોતાને થયેલા સંભાષણને લગતી હકીકત જણાવી. વિદ્યામતી પણ મુનિમની કાર્યદક્ષતા જોઇને પ્રસન્ન થઈ.

રાજકુમારીના લગ્નનો મહોત્સવ ધામધુમથી પૂર્ણ થયો મહારાજાએ પણ આ પ્રસંગે અત્યંત ઉદારતા દર્શાવી; ગામની તમામ વસતીને મિષ્ટાન્ન ભોજન આપ્યું, મ્હેમાનોને ઔદાર્યપૂર્વક સંતોષ્યા, ભાટચારણ આદિને વર્ગને પણ સારી રીતે નિવાજ્યો. ચોતરફ મહારાજ કંદર્પસેનની કીર્તિની સુવાસ પ્રસરી રહી.

એ બધું કાર્ય ખલાસ થયા પછી કંદર્પસેને પોતાના કારભારીને કહ્યું: "તમે અર્થચંદ્ર શેઠની સ્ત્રીને ખબર આપો કે તે તેની ખાંડનું જે મૂલ્ય થાય તે મંગાવી લે."

કારભારીએ મહારાજાની આજ્ઞા મુજબ એક કર્મચારીને અર્થ-ચંદ્ર શેઠને ઘેર મોકલ્યો અને મહારાજાની આજ્ઞા જણાવી.

એ આજ્ઞા શ્રવણ કરીને વિદ્યામતી મ્યાનામાં બેસીને રાજ-મહેલમાં અંતઃપુરમાં રાણી સાહેબ પાસે ગઇ. ત્યાં તેણે રાણી સાહેબને મહારાજાનાં દર્શન કરવાની પોતાની ઇચ્છા છે એમ જણાવ્યું. એટલે રાણી સાહેબે ખવાસણ સાથે વિદ્યામતીના આગમનના સમાચાર મહારાજાને મોકલ્યા. મહારાજા અંતઃપુરમાં પધાર્યા. વિદ્યા-મતીએ મર્યાદાપૂર્વક મહારાજાનાં મીઠડાં લીધાં અને તે વિનયપૂર્વક એક બાજુએ ઊભી રહી.

મહારાજા વાત્સલ્યપૂર્વક બોલ્યાઃ "બાઇ! અમારે જે વખતે ખાંડની ખાસ જરૂર હતી અને તે કોઇ સ્થળેથી મળી શકે તેમ ન. હતું તે વખતે તેં અમને ખાંડની ગૂણો આપીને અમારા ઉપર મોટો ઉપકાર કર્યો છે, કેમકે જો તે ખાંડ અમને ન મળી શકી હોત તો અમારી આબરૂ રહેવી પણ મુશ્કેલ હતી."

"બાપુ!" વિદ્યામતીએ કહ્યું: "એમાં મેં ઉપકાર કશો પણ કર્યો નથી. આપ અમારા અન્નદાતા છો. આપના રાજ્યમાં અમે શાંતિથી રહીએ છીએ. તો આપની સેવા બજાવવી તે અમારો ધર્મ છે."

"વારુ, પણ એ ખાંડનું જે મૂલ્ય થાય તે તું જણાવ, એટલે તે આપી દેવાની હું કારભારીને આજ્ઞા કરું." કંદર્પસેને કહ્યું.

"મહારાજ ! હું આપની પાસે બાળક છું. તેથી જો કદાચ મારાથી વધુ ઓછું બોલી જવાય તો મને ક્ષમા મળવી જોઇએ એવી મારી પ્રાર્થના છે. આપે ખાંડના મૂલ્યનો મને પ્રશ્ન કર્યો છે; પરંતુ મૂલ્ય વસ્તુનું નહિ પણ માણસનું હોય છે. જેવો મનુષ્ય તેવું મૂલ્ય એટલે ખાંડનું મૂલ્ય તો હું શું જણાવી શકું ?" વિદ્યામતી બોલી.

કંદર્પસેને કહ્યું: "બાઈ! મેં ખાંડ લેતી વખતે જ તારા મુનિમને જણાવ્યું હતું કે પાછળથી તું ખાંડનું જેટલું મૂલ્ય માંગીશ તેટલું હું આપીશ. તું વસ્તુનું નહિ પણ મનુષ્યનું મૂલ્ય કરવા માંગે છે, તો તારી ઇચ્છા પ્રદર્શિત કર એટલે મનુષ્યના મૂલ્યની તને ખાત્રી થશે."

વિદ્યામતી બે હાથ જોડીને નમ્રતાપૂર્વક બોલી: "મહારાજ! આપના માર્મિક કથનથી મને લાગે છે કે મારા શબ્દોથી આપનું અંતઃકરણ દુભાયું છે, પરંતુ મારી કહેવાની મતલબ જુદી છે. આપણી પાસે કોઈ મનુષ્ય અમુક વસ્તુ લેવા આવે તો તેનું મૂલ્ય આપણે કરીએ છીએ અને તે મૂલ્ય લઇને પછી તે વસ્તુ એ મનુષ્યને આપીએ છીએ; જ્યારે તે જ વસ્તુ ગમે તેટલી કીમતી હોય તો પણ દેવના ચરણે ધરી દેતાં આપણને સંકોચ થતો નથી. તે વખતે મૂલ્યનો વિચાર થતો નથી. તેમ આપ અમારા દેવ છો. આપને ચરણે ધરેલી ખાંડનું મૂલ્ય અમારાથી થઇ જ કેવી રીતે શકે ? એક વખત દેવને ધરાવેલી વસ્તુના મૂલ્યની જો માંગણી કરવામાં આવે તો શાસ્ત્રાજ્ઞા પ્રમાણે તે દોષ છે અર્થાત્ આપ પોતે જ એવો દોષ કરવાની આજ્ઞા તો મને નહિ જ કરો."

વિદ્યામતીનાં આવાં વચનો સાંભળીને કંદર્પસેન તો સ્તબ્ધ જ બની ગયો. વિદ્યામતીના વાક્ચાતુર્યે તેને નિરુત્તર બનાવી દીધો.

થોડો સમય મૌન રહ્યા બાદ તે બોલ્યોઃ " દીકરી ! તારા કથનનો શો ઉત્તર આપવો તે મને સૂજતું નથી. છતાં પણ જો ખાંડનું મૂલ્ય લેવાની તારી ઇચ્છા ન હોય તો તારે પણ મારા એક વચનનો સ્વીકાર કરવો પડશે. તું મને દેવરૂપ ભલે માનતી હોય, આપણાં ધર્મશાસ્ત્રો પણ રાજાને નૃપતિની સંજ્ઞા આપે છે, પરંતુ હું તો મને એક સામાન્ય મનુષ્ય સમજું છું. હું મારી પ્રજાનો દેવ નથી પણ મારી પ્રજાનો પિતા તો છું. જેવી રાજકુમારી મારી પુત્રી છે તેવી તું પણ મારી પુત્રી જ છે. તો આ પ્રસંગે તારી જે ઇચ્છા હોય તે મને જણાવ. હું તારી એ ઇચ્છાને અવશ્ય તૃપ્ત કરીશ. "

વિદ્યામતીએ કહ્યું: " બાપુ ! જો આપ મારી ઇચ્છાને તૃપ્ત કરવાની કૃપા કરતા હો તો મારી પ્રાર્થના માત્ર એટલી જ છે કે આપની પાસે જે પંચકલ્યાણી અશ્વો છે તેમાંથી બે પંચકલ્યાણી અશ્વો મને આપો. મારી આ માંગણી ગેરવાજબી અને વધારે પડતી લાગશે ખરી, પરંતુ પુત્રીને પિતા પાસે ગમે તેવી માંગણી કરતાં સંકોચ ન હોય. "

" અહો ! એમાં તેં શું માંગ્યું ? " કંદર્પસેન સ્મિત કરતો બોલ્યોઃ " તેં મારી જતી પ્રતિષ્ઠાને સાચવી છે. તેના બદલામાં તેં કદાચ મારૂં રાજ્ય માંગ્યું હોત તો તે આપતાં પણ મને સંકોચ ન થાત, તો પછી બે પંચ કલ્યાણી અશ્વો તો શી વિસાતમાં ? "

એમ કહીને રાજાએ તે જ વખતે ખવાસણને આજ્ઞા કરી કે " અશ્વપાળને કહીને આપણા બે સર્વોત્તમ પંચકલ્યાણી અશ્વો આ બાઇના મકાનપર મોકલાવી આપો. "

વિદ્યામતી મહારાજાની રજા લેતી બોલીઃ " આપે આજે મારા ઉપર એટલો મોટો ઉપકાર કર્યો છે કે તેનો બદલો હું કોઇ પણ રીતે વાળી શકું તેમ નથી. અત્યારે આ બાબત આપને વિશેષ મહત્ત્વની નહિ લાગે પરંતુ કોઇ પ્રસંગે હું આપને મારો ઇતિહાસ

જણાવીશ ત્યારે મારા પ્રસ્તુત કથનની આપને પ્રતીતિ થશે. માત્ર અત્યારે આપ એ વિષયમાં મને કશું પણ ન પૂછશો એવી મારી આપને વિનતિ છે. "

એટલું કહી તે રાજા તથા રાણીને પ્રણામ કરીને ચાલી ગઇ. તે પોતાના મકાનપર પહોંચી તે વખતે દ્વાર સમીપે તેણે બે પંચકલ્યાણી અશ્વોને ઊભેલા જોયા. પ્રિય વાચક ! એ જોઇને તેને કેટલો આનંદ થયો હશે ?

તે સ્વગત બોલી: " અહા ! મારા પતિની બે આજ્ઞાઓનું તો પાલન થયું, પરંતુ ખરી મુશ્કેલી તો હવે જ છે. મારે બીજી સ્ત્રી સાથે લગ્ન કરવું તથા સંતાન ઉત્પન્ન કરવું ! પરંતુ જ્યારે પ્રભુએ આટલી કૃપા કરી છે તો એ બે આજ્ઞાઓનું પણ પાલન થઈ શકશે; અને ત્યારે જ મારા પતિદેવની ખાત્રી થશે કે લક્ષ્મી કોના ભાગ્યની છે. "

---

## પ્રકરણ ૮ મું.

---

### પુરુષવેશમાં પ્રયાણ.

" હવે પત્ની અને પુત્રની પ્રાપ્તિ કેવી રીતે કરવી ? " એ જ વિચારમાં વિદ્યામતીનું મન ચિંતામગ્ન રહ્યા કરતું હતું. તેના પતિની આ બે આજ્ઞાઓ અગાઉ કરતાં વિશેષ કપરી હતી. તેને સૂતાં બેસતાં, ખાતાં પીતાં, એનો એ જ વિચાર આવ્યા કરતો હતો. ચિંતાએ કરીને તેના શરીરની કાંતિ પણ ઘટી ગઇ હતી. તે નિસ્તેજ બની ગઈ હતી. અગાઉ જેટલો ખોરાક તે લઇ શકતી નહતી. કોઇ વાર ભોજન કરતાં વિચારમાં ચડી જતી તો કોળીઓ હાથમાં રહી જતો. એક કામ કરવા જતાં વિચારમાં ને વિચારમાં તે બીજું કામ કરી નાંખતી. યમુનાએ તેને તેના મનની આવી સ્થિતિ શાથી થઈ, એ વિષે બે ત્રણ વખત પ્રશ્ન કર્યો હતો, પરંતુ વિદ્યામતી શો જવાબ આપે ?

એમ કરતાં એક રાત્રીએ વિદ્યામતી સૂતી સૂતી વિચાર કરતી હતી. વિચારમાં ને વિચારમાં તેની આંખો મીંચાઇ ગઇ. નિદ્રાદેવીએ તેના ઉપર પોતાની સત્તા બેસાડી. વિદ્યામતીના મનમાં તો એમ જ હતું કે 'હું હજી જાગું છું!' એવામાં એક ચમત્કાર થયો! રૂપ રૂપના ભંડારરૂપ એક યુવતી વિદ્યામતીના પલંગ પાસે આવીને ઊભી રહી. તે યુવતીનું મુખમંડળ તેજોમય અને ગંભીર હતું. તેની મુદ્રા ઉપર સ્મિત હાસ્ય વિલસી રહ્યું હતું. આટલી મોડી રાત્રીએ પોતાના ઓરડામાં આ યુવતીને એકાએક આવેલી જોઇને વિદ્યામતી ભયભીત બની ગઇ. આ આગંતુક યુવતીએ તેને કહ્યું: "દીકરી! સૂતી છે કેમ? બેઠી થા, જો હું તારી કુળદેવતા તને કષ્ટમુક્ત કરવાને માટે આવી છું. આજ કેટલાક દિવસથી જે ચિંતાથી તારૂં મન વ્યાપ્ત બની ગયું છે તે ચિંતાને વિદારવાને માટે મારૂં આગમન થયું છે. કહે, હું તારી ઇચ્છાને અવસ્ય તૃપ્ત કરીશ."

પોતાની કુળદેવતાનાં આવાં ધીરવચનો શ્રવણ કરવાથી વિદ્યામતીના મનમાં અત્યંત આનંદ થયો. તે પલંગપરથી એકદમ ઊભી થઇ ગઇ અને બે હાથ જોડીને કુળદેવીને નમન કરતી બોલીઃ "હે દેવી! આપે મારા ઉપર અત્યંત કૃપા કરી છે. આપનાં દર્શનથી મારૂં કાર્ય સિદ્ધ થશે એવી મારા મનમાં આશા ઉત્પન્ન થઇ છે. આપ તો દેવ છો. મારા મનમાં ચાલી રહેલો વિચાર આપનાથી અજ્ઞાત ન જ હોય? તો કહો, મારા પતિએ કરેલી ત્રીજી આજ્ઞાનું હું કેવી રીતે પાલન કરી શકીશ? મારા પતિ મારાથી રિસાઇને પરદેશ ગયા છે અને તે વખતે મને એવી આજ્ઞા કરતા ગયા છે કે 'એક સુંદર નારીની સાથે લગ્ન કરજે!' હું જાતે જ સ્ત્રી હોવા છતાં બીજી સ્ત્રીની સાથે લગ્ન કેવી રીતે કરી શકું? મને પોતાની પુત્રી પરણાવવાને કયો પિતા તૈયાર થાય? આ વિચારથી મારૂં મન ત્રસ્ત બની ગયું છે. તો આપ કૃપા કરીને મને કોઇ માર્ગ સુઝાડો?"

"તું નિશ્ચિંત રહે." દેવી મંદ મંદ સ્મિત કરતી બોલવા

લાગી: " તારા પતિએ તને કરેલી ચાર આજ્ઞાઓ મારા જાણવામાં છે. તેમાંની બે આજ્ઞાઓ તો મારી સહાયથી પૂર્ણ થઇ છે અને બાકીની બે આજ્ઞાઓ પણ અવશ્ય પૂર્ણ થશે ! આ ત્રીજી આજ્ઞાના સંબંધમાં હું તને જે સૂચના કરું છું તે શ્રવણ કર, અને પછી એ સૂચનાને સ્મરણમાં રાખીને તે પ્રમાણે વર્ત્તજે; એટલે તારું કાર્ય અવશ્ય સિદ્ધ થશે. "

" કહો, માજી ! આજ્ઞા કરો આપની આજ્ઞાનું પાલન કરવું એ તો હું મારું મુખ્ય કર્ત્તવ્ય સમજું છું. " વિદ્યામતી ઉપકારવશ બનતી બોલી. તેના અંતરમાં નવીન આશા પ્રકટી હતી. તેની ચિંતામગ્નતા દૂર થવા લાગી હતી.

દેવીએ કહ્યું: " તું આવતા રવિવારના દિવસે પુરુષવેશ ધારણ કરી, શસ્ત્રાસ્ત્રો સજી, પંચકલ્યાણી અશ્વપર સવાર થઇને ઉત્તર દિશા તરફ પ્રયાણ કરજે. કેટલાક દિવસના પ્રવાસ પછી એક મહા ગંભીર અને ભયંકર ગાઢ વન આવશે. એ વનમાં ઝાડી એટલી બધી ઘટ હશે કે કેટલાક ભાગમાં તો સૂર્યના કિરણનાં દર્શન પણ નહિ થાય. પરંતુ તું લેશ પણ ભીતિ સિવાય તે વનમાં પ્રવેશ કરજે અને તેની મધ્યમાં એક મનોહર સરોવરના તીરે એક ગંભીર વટવૃક્ષની નીચે વિશ્રાંતિ લેજે. ત્યાં રાત્રીએ જે ચમત્કાર થાય તે જોજે અને પછી તદનુસાર વર્ત્તન રાખજે. હું અહર્નિશ તારી સાથેની સાથે હોઇશ, માટે તું તારા પોતાના સંબંધમાં લેશ પણ ભીતિ રાખીશ નહિ. "

" પરંતુ દેવી ! હું સ્ત્રીજાતિ પુરુષવેશને યથાર્થપણે કેવી રીતે ધારણ કરી શકીશ ? " વિદ્યામતીને શંકા થઇ.

" એ વિષયમાં તારે ચિંતા કરવાની જરૂર નથી. મારા આશીર્વાદથી તારું તમામ કાર્ય સિદ્ધ થશે. " દેવીએ આશ્વાસન આપ્યું.

" અહો, દેવી ! આપની મારા પર કેટલી બધી કૃપા ? " એમ બોલતી વિદ્યામતી દેવીનાં ચરણમાં વંદન કરવા ગઇ, પરંતુ એટલામાં આ

શો ચમત્કાર ! કુળદેવતા ક્યાં ગયાં ? વિદ્યામતી પલંગ ઉપર બેઠી છે. દીવો મંદ મંદ પ્રકાશ આપી રહ્યો છે. તે ચકરચકર નેત્રો ફેરવી રહી છે, પરંતુ ક્યાંય પણ દેવી તેની દૃષ્ટિએ પડી નહિ. અત્યારે એકી સાથે તેના મનમાં આશ્ચર્ય, આનંદ, પ્રીતિ, ખેદ, આશા, નિરાશા, આદિ વિકારો ઉપસ્થિત થયા. થોડી વારે તેનું મન શાંત થયું એટલે પલંગપરથી ઉઠીને તેણે જળપાન કર્યું. ઓરડાનું દ્વાર તપાસ્યું તો તે બરાબર બંધ કરેલું હતું. બારીઓ પણ બંધ હતી. ત્યારે આ ચમત્કાર શો બન્યો ? દેવી ક્યાં અદૃશ્ય થઈ ગયાં ? હવે પહેલી વાર જ વિદ્યામતીના મનમાં કેવળ નિરાશાનો સંચાર થયો. તે વિચારવા લાગી: "અહો, આ તો માત્ર સ્વપ્ન! અહર્નિશ જે વિચારોવડે મારૂં મન ઘેરાયેલું રહેતું હતું તે વિચારો સ્વપ્ન-સૃષ્ટિમાં મારી સમક્ષ ખડા થયા ! ત્યારે શું દેવીનાં દર્શન અને તેમણે કરેલી આજ્ઞા, એ સર્વ ખોટું ?" પોતાને આવેલા સ્વપ્નને ખોટું માનવાને તેનું મન તૈયાર ન હતું. તેમજ સ્વપ્ન સાચું ન હોઇ શકે એમ પણ તેનું મન કહેતું હતું. 'આ સાચું કે તે ?' એ વિચારમાં તેની નિદ્રા જતી રહી. તેણે વિચાર કર્યો: "સ્વપ્ન એ પોતાના મનની કલ્પના માત્ર છે. એ કલ્પના સર્વદા સાચી જ હોય છે એમ માની શકાય નહિ; પરંતુ તો પછી તેને સર્વથા ખોટી પણ શામાટે માનવી ? કદાપિ મારા પૂર્વ જન્મના કોઇ ઉચ્ચ કર્મના પ્રભાવે મારા અંતરાત્માએ આ સ્વપ્નસૃષ્ટિને ખડી કરી હોય તો એમાં આશ્ચર્ય પામવા જેવું શું છે ? વળી સ્વપ્નમાં દેવતાએ દર્શન આપીને અનેક મનુષ્યોની આશાને પૂર્ણ કર્યાના વૃત્તાંતો મારા સાંભળવામાં આવ્યા છે. તો મને અત્યારે આવેલું સ્વપ્ન મિથ્યા છે એમ માની લઇને મારે નિરાશ થવાની જરૂર નથી. દેવીએ મને જે આજ્ઞા કરેલી છે તે આજ્ઞા દેવીની પોતાની હોય કે મારા અંતરાત્માની હોય, તોપણ તેનું પાલન તો કરવું જ !" હવે પુનઃ તેના મનમાં આશાનો પ્રવેશ થયો.

તેનો નિશ્ચય દઢ થયો અને તે મનમાં ને મનમાં પોતાના સ્વપ્નને સત્ય ઠરાવવાને માટે અરિહંત ભગવાનની સ્તુતિ કરવા લાગી. પ્રાતઃકાળ થવા આવ્યો હતો. રાજદરબારમાં ચોઘડીયાં વાગી રહ્યાં હતાં. પક્ષીઓ કલરવ કરી રહ્યાં હતાં. ચોતરફ ઉત્સાહ અને ઉદ્યોગપ્રિયતા દૃશ્યમાન્ થતાં હતાં. શ્રીમંત લોકોના ધનભંડારને તથા પોતાનાં પેટને ભરવાને માટે ગરીબ લોકો મજુરી કરવાને, પોતપોતાની પથારીઓનો ત્યાગ કરીને ક્યારના બહાર નિકળી ગયા હતા. તથાપિ ઉંચા બારિક કાપડની જાળીવાળી મચ્છરદાનીથી આચ્છાદિત થયેલા પલંગો ઉપર લોટતા આળસુ શ્રીમંતો આમથી તેમ પાસાં ઘસતા હતા. માત્ર સુદૈવે ગરીબ લોકોને ઘી વગરના જાર–બાજરીના રોટલા અને તેને પચાવવાને માટે મરચાંથી તમતમાટ કરેલું એકાદું શાક, શ્રીમંતોની ઘીથી લચપચતી રોટલીઓ તથા તેલથી તરબોળ કરેલાં જુદા જુદા પ્રકારનાં શાક અને અન્ય પકવાન્નો કરતાં અનેકગણું મિષ્ટ લાગતાં હતાં. શ્રીમંતો અત્યંત આરામ લેતા, આરોગ્યના નિયમોની અત્યંત કાળજી રાખતા, તથાપિ તેમના જઠરનો મંદાગ્નિ વિશેષ ને વિશેષ મંદ બન્યો જતો હતો. એક તરફથી તેમના ધનભંડારોમાં લક્ષ્મીની વૃદ્ધિ થતી જતી હતી, ત્યારે બીજી તરફથી તેમના ઉદરવ્યાધિઓમાં પણ વૃદ્ધિ થતી જતી હતી!

અસ્તુ. વિદ્યામતી શયનગૃહનો ત્યાગ કરીને બહાર નિકળી અને દંતધાવન તથા શૌચ, સ્નાન, ધ્યાન આદિ નિત્ય નૈમિત્તિક કર્મોથી પરવારીને તેણે યમુનાને પોતાની પાસે બોલાવી અને કહ્યું: "યમુના! મેં મારી ગુપ્ત વાર્તાથી તને માહિતગાર કરી છે. મારા પતિએ વિદાય થતી વખતે મને જે ચાર આજ્ઞાઓ કરી હતી એ તું જાણે છે. તેમાંની બે આજ્ઞાઓનું તો મેં પાલન કર્યું છે. હવે બાકીની બે આજ્ઞાઓને પૂર્ણ કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. આટલા દિવસ હું ચિંતામગ્ન રહ્યા કરતી હતી તે એના જ વિચારમાં, પરંતુ આ જ રાત્રીએ મેં દઢ નિશ્ચય કર્યો છે. તે નિશ્ચયને

તાત્કાલિક અમલમાં મેલવાનો મારો વિચાર છે. આજે શુક્રવાર છે. હું આવતા પરમ દિવસે રવિવારના રોજ અહીંથી એકલી પ્રયાણ કરવા ધારૂં છું—"

"પણ બાઇ! તમે એકલાં ક્યાં જવા ધારો છો? આપણું બાઇમાણસે એકલાં બહારગામ જવું તે કેટલું જોખમનું કામ—" વચ્ચે યમુના બોલી ઉઠી.

પરંતુ તેને આગળ બોલવા નહિ દેતાં વિદ્યામતીએ કહ્યું: "મેં બધી બાબતનો વિચાર કરી જોયો છે. હું પુરુષવેશમાં બહારગામ જવા ધારૂં છું. મારી સાથે શસ્ત્રો પણ રાખીશ, એટલે પછી મને કોઇ જાતની ભીતિ રહેશે નહિ."

"પરંતુ આપની સાથે એક–બે સેવકોને રાખો તો હરકત શી છે?" યમુનાએ સૂચવ્યું.

"તારૂં કહેવું સાચું છે. મારી સાથે સેવકો હોય તો મારી કેટલીક સગવડ સચવાય ખરી, પરંતુ એમ કરવાથી મારા ગુપ્ત રહસ્યનો સ્ફોટ થઇ જાય અને એથી મારો હેતુ સિદ્ધ થઇ શકે નહિ. એટલે મેં એકલાં જ પ્રવાસ કરવાનો નિશ્ચય કર્યો છે. મારો એ નિશ્ચય હું કોઇ પણ રીતે ફેરવનાર નથી. માત્ર મારી ગેરહાજરીમાં આપણા ઘરની તમામ વ્યવસ્થા તારે કરવાની છે. હું બહારગામ ગઇ છું એમ તો આપણા સેવકો જાણશે જ, પરંતુ હું શા કારણને માટે જઉં છું તે તેમના જાણવામાં આવવું જોઇએ નહિ. આપણા વ્યાપારના સંબંધમાં હું આપણા વૃદ્ધ મુનિમને સૂચના કરતી જઇશ. મને જોકે બહાર વધારે દિવસ લાગશે નહિ, ભગવાનની કૃપાથી ઘણું કરીને તો હું બે ત્રણ માસમાં જ અહીં પાછી આવતી રહીશ, પરંતુ તમારે વધુમાં વધુ મારી રાહ છ માસ પર્યંત જોવી. મને અહીંથી વિદાય થયાને છ માસ વીતી જવા છતાં પણ હું પાછી ન ફરૂં તો મારી લાકડાની ન્હાની પેટી છે તે તારે ખોલવી. તેની ચાવી હું તને આપતી જઇશ. તે પેટીમાં જમણી

બાજુએ એક ન્હાની ચાંપ છે. તે ચાંપ દબાવતાં એક છુપું ખાનું ઉઘડશે. એ ખાનામાં એક પત્ર જોવામાં આવશે. એ પત્ર તારે જાતે લઇ જઇને આપણા મહારાજા કંદર્પસેનને આપવો. પછી તેઓ જે આજ્ઞા કરે તે પ્રમાણે તારે વર્તવું. "

યમુનાએ જોયું કે વિદ્યામતીએ દૃઢ નિશ્ચય કરેલો હોવાથી તેને ફેરવવાનો પ્રયત્ન કરવો નકામો છે, એટલે એ વિષયમાં મૌન રહીને તેણે વિદ્યામતીએ કરેલી સૂચનાનો સ્વીકાર કર્યો.

બપોરે જ્યારે વૃદ્ધ મુનિમ વિદ્યામતી પાસે આવ્યો ત્યારે તેણે મુનિમને પણ પોતાનો પ્રયાણ કરવાનો વિચાર દર્શાવ્યો. તેણે જે હકિકત યમુનાને જણાવી હતી તે તમામ મુનિમને નહિ જણાવતાં એટલું જ માત્ર કહ્યું કે " કેટલાંક ,અગત્યનાં કારણસર મેં આવતા પરમ દિવસે રવિવારે પ્રાતઃકાળે અહીંથી પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો છે. હું બહારગામ ક્યાંસુધી રોકાઇશ તે કહી શકતી નથી, પરન્તુ જો છ માસ થઇ જાય તો પછી શું કરવું તે મેં યમુનાને સૂચવ્યું છે. તમો પોતે અનુભવી અને વિચારવંત હોવાથી તમને આપણા વ્યાપારના સંબંધમાં જરા ભલામણ કે સૂચના કરવાની હોય જ નહિ. તમને યોગ્ય લાગે તે પ્રમાણે કામ કર્યા જજો. મારી ખાત્રી છે કે તમારી દેખરેખ નીચે આપણા વ્યાપારને કોઈ રીતે અલવલ પહોંચશે નહિ. "

મુનિમ ડાહ્યો હતો. તેને વિદ્યામતીની દીર્ઘદર્શિતા તથા કાર્યકુશળતાની પ્રતીતિ થયેલી હતી. એટલે તેણે કરેલા નિશ્ચયના સંબંધમાં કશી પણ સલાહ આપવાનું યોગ્ય નહિ ધારીને તેણે માત્ર એટલું જ કહ્યું: " બાઇ ! આપણા વ્યાપારના સંબંધમાં આપ નિશ્ચિંત રહેજો. આપણા નામને હું ખોટ નહિ લાગવા દઉં. જ્યારે આપ પુનઃ અત્ર પધારશો ત્યારે મારા કાર્યથી આપને સંતોષ જ થશે. "

" એ બાબત મારી ખાત્રી હોવાથી જ મેં તમને આપણા

વ્યાપારના સંબંધમાં સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે. વારુ, હવે તમે જાઓ. આવતી કાલે-શનિવારે મને મળી જજો."

મુનિમ ચાલ્યો ગયો. શુક્ર તથા શનિ બે દિવસમાં વિદ્યામતીએ પોતાના પુરુષવેશની તથા શસ્ત્રાસ્ત્રોની તૈયારી કરી લીધી. શનિવારે રાત્રીએ તેને શાંત નિદ્રા આવી નહિ. આવતી કાલે પ્રાતઃકાળમાં વ્હેલાં પ્રયાણ કરવાનું હોવાથી એના એ જ વિચારો તેના મનમાં આવ્યા કરતા હતા.

રવિવારે પ્રાતઃકાળે વિદ્યામતીના ભવ્ય પ્રાસાદમાંથી એક યુવાન સવાર પંચકલ્યાણી સુંદર અશ્વપર સવાર થઇને બહાર પડ્યો. આ સવારે શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં. મસ્તકપર મૂલ્યવાન મંદિલ ધારણ કર્યું હતું. તેની બાજુએ ધનુષ્યબાણ, તલવાર તથા ઢાલ શોભી રહ્યાં હતાં. તેના મુખપર મૂછનો આછો દોરો હજી ફૂટતો જ દેખાતો હતો, એથી તે યુવક વીશ વર્ષનો હશે એમ લાગતું હતું. તે અશ્વપર સવાર થઇને તેને રાજમાર્ગપર મંદમંદ ગતિએ ચલાવતો ઉત્તર દિશાના દરવાજા તરફ જતો હતો. રાજમાર્ગપર થઇને જતા લોકો આ ઘોડેસવારના સૌંદર્યનું પાન કરવામાં જાણે લીન થઇ જતા હતા.

" આ ઘોડેસવાર કોણ હશે ? આપણા મહારાજાના જમાઇ તો નહિ ? " એક જણ પૂછતો.

" ના ના, આપણા મહારાજાના જમાઇને મેં જોયા છે. તે કાંઇ આ સવારના જેટલા સૌંદર્યસંપન્ન નથી. આ સવાર તો જાણે કોઇ દેવલોકમાંથી ઉતરી આવેલો શ્રાપિત દેવકુમાર હોય એવો લાગે છે. " બીજો જવાબ આપતો. પરંતુ આ સવાર કોણ છે એમ કોઇ કહી શકતું નહિ. એ સવાર તો આસપાસ દૃષ્ટિ નહિ કરતાં પોતાના અશ્વને રાજમાર્ગપર આગળ ચલાવ્યે જતો હતો. પ્રિય વાચક! તને તો જણાવવાની જરૂર નથી જ કે આ સવાર વિદ્યામતી પોતે જ છે ! તેણે આજે રવિવારના પ્રાતઃકાળે દેવીની આજ્ઞા પ્રમાણે પુરુષવેશમાં પ્રયાણ કર્યું છે.

---

## પ્રકરણ ૯ મું.

---

### ત્રીજી આજ્ઞાનું પાલન.

વિદ્યામતી ઉજ્જયનીનો ત્યાગ કરીને પુરુષવેશમાં ઉત્તર દિશા તરફ જવા લાગી. એકાદા ન્હાના ગામડામાં ધર્મશાળામાં કે કોઇ દેવમીંદરમાં રાત્રી ગાળતી તે આગળ વધવા લાગી. એવી રીતે આઠ દિવસ માર્ગમાં ગાળ્યા બાદ તે એક અઘોર જંગલમાં આવી પહોંચી. આ વનમાં કેટલાંક વૃક્ષો તો જાણે આકાશની સાથે વાતો કરતાં હોય તેટલાં ઉંચાં હતાં. એ વૃક્ષોની ડાળીઓ એક બીજાની સાથે મળી ગયેલી હોવાથી જંગલ એટલું બધું ઘટ્ટ બની ગયું હતું કે સૂર્યનાં કિરણોને પણ તે ઘટાને ભેદીને વનમાં પ્રવેશ કરવાનું મુશ્કેલ થઇ પડયું હતું. ત્યાં સિંહ, વ્યાઘ્ર, વરૂ, આદિ હિંસક પશુઓ તથા ગીધ, ઘુવડ, આદિ :પક્ષીઓની વિપુલતા હતી. તેમનો કર્ણકઠોર અવાજ અવારનવાર સંભળાતો હતો. આવા અઘોર વનમાં વિદ્યામતીએ અરિહંત ભગવાનનું સ્મરણ કરીને પ્રવેશ કર્યો. વૃક્ષોની ગીચ ઘટાને લીધે અશ્વ સીધો ચાલી શકતો ન હતો. તેને આમતેમ વાંકોચુકો માર્ગ લેવો પડતો હતો. એમ કરતાં તે એ વનના મધ્ય ભાગમાં આવેલા એક ન્હાના પરંતુ મનોહર સરોવર પાસે આવી પહોંચી. એ સરોવરમાં સારસ પક્ષી કલ્લોલ કરી રહ્યાં હતાં. કોઇ કોઇ સ્થળે કમળ પુષ્પો ઉંચાં મુખ રાખી સૂર્યકિરણનું પાન કરતાં હતાં. સરોવરનું જળ પણ નિર્મળ હતું. સરોવરના કિનારે એક ગંભીર વટવૃક્ષ હતું. ત્યાં આગળ વૃક્ષોની ઘટા વિશેષ નહિ હોવાથી આસપાસનો પ્રદેશ રમણીય લાગતો હતો. વિદ્યામતી શ્રમિત બની ગઇ હતી, એટલે તેણે આ સ્થળે આજની રાત્રી ગાળવાનો નિશ્ચય કર્યો. સૂર્ય અસ્તાચળ તરફ જવાની તૈયારી કરી રહ્યો હતો, એટલે રાત્રીએ આ અઘોર વનમાં આગળ વધવાનું તેણે યોગ્ય ધાર્યું નહિ. તેણે ઘોડાપરથી ઘાસીયો ઉતારીને જમીનપર બિછાવ્યો. ઘોડાને છૂટો

ચરતો મૂકી દીધો. ઘોડો પણ પોતાનો માલિકથી વિશેષ દૂર નહિ જતાં એટલામાં જ ચરવા લાગ્યો. વિદ્યામતીએ પોતાની પાસેના સામાનમાંથી કળશીયો તથા પ્યાલો કાઢ્યા અને સરોવરમાં હસ્ત મુખ પ્રક્ષાલન કરીને કળશીયામાં ગળણાંવડે ગળીને પાણી ભરી લીધું. અત્યારે તેને ખાવું ન હતું એટલે જળપાન કરીને તે ઘાસીયાપર આડે પડખે થઇ. ક્વચિત્ ક્વચિત્ દૂરથી સિંહ અને વ્યાઘ્રની ગર્જના સંભળાતી હતી, એથી તેના મનમાં ભીતિનો સંચાર થતો હતો. રાત્રીના સમયે આ હિંસક પશુઓથી કેવી રીતે રક્ષણ મેળવવું, એ વિચાર તેના મનમાં ઉદ્ભવ્યો. પ્રથમ તો તેણે એવો વિચાર કર્યો કે વડની ઉપર ચડી જઇને ત્યાં જ રાત્રી ગાળવી. પરંતુ તેમ છતાંયે અશ્વના સંબંધમાં તો ચિંતા રહેતી જ હતી, એટલે પોતાની આસપાસ સળગતાં લાકડાં રાખીને રાત્રી ગાળવાનો તેણે નિશ્ચય કર્યો. એવો નિશ્ચય કરીને તેણે આસપાસના પ્રદેશમાંથી સુકાં લાકડાં એકઠાં કરવા માંડયાં. થોડા સમયમાં તે જોઇએ તેટલાં લાકડાં એકઠાં કરી શકી. ત્યારબાદ ઘોડાને સરોવરમાં લઇ જઇ, જળપાન કરાવીને વડની એક વડવાઇ સાથે બાંધી દીધો અને પેલાં લાકડાંને સળગાવીને પોતાની તથા ઘોડાની ફરતાં ચોમેર ગોઠવી દીધાં. બીજાં લાકડાંનો ઢગ પોતાની પાસે રાખી મૂકયો કે જરૂર પડતાં તેમને પેલાં સળગતાં લાકડાંમાં નાંખી શકાય. એ પ્રમાણે શાન્તિપૂર્વક રાત્રિ ગાળવાની વ્યવસ્થા કરીને પ્રભુનું સ્મરણ કરતી તે પોતાના આસનપર બેઠી.

સૂર્ય અસ્ત પામી ગયો હતો. આકાશમાં તારા ચમકતા હતા. ચંદ્ર પણ ધીમે ધીમે ઉંચો આવતો હતો. તેનો નિર્મળ પ્રકાશ આસપાસના દશ્યને વિશેષ મનોરમ બનાવતો હતો. વિદ્યામતી વિચારમુગ્ધ બની ગઇ હતી. પોતાના પતિની ત્રીજી આજ્ઞાનું પાલન કેવી રીતે થશે? એ વિચાર અત્યારે તેના મનમાં ઘોળાયા કરતો હતો. એ વખતે ઉંચે કોઇ પક્ષીની પાંખોનો ફડફડાટ તેના કર્ણપર અથડાયો. તેની દષ્ટિ સ્વાભાવિક રીતે ઉંચે ગઇ તો

એક વિશાળકાય પક્ષીને પોતે જે વૃક્ષ નીચે બેઠી હતી તે વૃક્ષ તરફ આવતું તેણે જોયું. તે પક્ષી આવીને પોતાના માળામાં દાખલ થયું. એ પક્ષીને જોઇને તેનાં ન્હાનાં બચ્ચાં આનંદપૂર્વક કીલકીલાટ કરવા લાગ્યાં. એ પક્ષી પોતે પોતાનાં બચ્ચાં માટે જે ચણ લાવ્યું હતું તે બચ્ચાંને આપવા લાગ્યું. તે પક્ષીના એક બચ્ચાએ તેને પ્રશ્ન કર્યો: "આજે તને આટલી બધી વાર કેમ લાગી ?"

વિદ્યામતીનું ધ્યાન બચ્ચાના અવાજ તરફ ખેંચાયું. તેણે પક્ષીઓની ભાષાનો અભ્યાસ ન્હાનપણમાં કરેલો તે અત્યારે તેને કામ લાગ્યો. પેલા બચ્ચાએ કરેલો પ્રશ્ન તે સમજી શકી હતી, એટલે સ્વાભાવિક જીજ્ઞાસાવૃત્તિથી તે બચ્ચાને શો જવાબ મળે છે તે સાંભળવા તરફ તેનું લક્ષ ગયું.

પેલા પક્ષીએ જવાબ આપ્યો: "આજે તો હું ઘણે દૂર ગઇ હતી. ત્યાંથી પાછી ફરતાં દ્વૈતપુરમાં—"

"મા ! એ દ્વૈતપુર ક્યાં આવ્યું ?" બીજા બચ્ચાએ પ્રશ્ન કર્યો.

"એ દ્વૈતપુર અહીંથી પૂર્વ દિશાએ ચાર કોસ દૂર એક મોટું નગર છે. અહીંથી એક કોસમાં આ વન આવેલું છે, તે વનમાંથી બહાર પડીએ એટલે એ નગરના ઉંચા પ્રાસાદો દૃષ્ટિએ પડે છે. એ નગરના રાજાને માત્ર સંતાનમાં એક પુત્રી જ છે. તે પુત્રીને ન્હાનપણમાં આંચકીનું દરદ થવાથી તે બન્ને આંખે અંધ બની ગઇ છે. અનેક ઉપાયો કર્યા, વૈદ્ય જતિને બોલાવી દવાઓ કરાવી, ભૂવાબામા કર્યા, મંત્રશાસ્ત્રીઓ પાસે મંત્રોપચાર કરાવ્યા, જ્યોતિષીઓ પાસે દુષ્ટ ગ્રહોની શાંતિ કરાવી, તથાપિ કોઇ પણ ઉપાયે તે કુમારિકા અંધાપાના દુઃખથી મુક્ત થઇ શકી નથી. અત્યારે તે સોળ વર્ષની-ઉપવર બની છે. સૌંદર્યમાં, ગુણશાલિતામાં તેની સ્પર્ધા કરી શકે એવી બાળા આ જગતમાં ભાગ્યે જ મળશે. તે અંધ હોવા છતાં તેનાં માતાપિતાએ ખાસ વિદ્યાગુરુ રાખીને તેને ઉંચી કેળવણી આપી છે. આમ તે રૂપગુણસંપન્ન હોવા છતાં માત્ર અંધ હોવાથી કોઇ તેની સાથે લગ્ન કરવાને તૈયાર થતું નથી."

"અહો! ત્યારે તો એ રાજકુમારી અને તેનાં માતાપિતા અત્યંત દુઃખી હશે!" એક બચ્ચું બોલ્યું.

"માત્ર તેઓ જ નહિ પણ આખું દ્વૈતપુર નગર રાજકુમારીના અંધાપાની ચિંતાથી ત્રાહી ત્રાહી પોકારી રહ્યું છે. રાજાએ એવો પડો ફેરવ્યો છે કે 'જે કોઇ મારી દીકરીને એક માસની અંદર દેખતી કરશે તેની સાથે હું મારી દીકરીનું લગ્ન કરીશ અને વળી તેની સાથે મારૂં અર્ધું રાજ્ય પણ તેને સુપ્રત કરીશ.' તેની પુત્રીએ એવી પ્રતિજ્ઞા કરી છે કે જો એક માસમાં હું દેખતી ન થાઉં તો ચિત્તા ખડકીને જીવતાં બળી મરીશ!' આજે બાવીશ દિવસ થઇ ગયા છે, છતાં કોઇ ધ્વલમી મળી શક્યો નથી, એટલે રાજપુત્રી, તેનાં માતાપિતા અને નગરના તમામ લોકો નિરાશ બની ગયાં છે. રાજપુત્રી જો દેખતી ન થાય તો તે તેની પ્રતિજ્ઞાનું પાલન કરશે એ ચોક્કસ છે; અને તે મરણ પામતાં તેનાં માતાપિતા પણ પોતાની એકની એક લાડકી પુત્રીના વિયોગે પ્રાણને ધારણ કરી શકશે નહિ. એથી પ્રજાના લોકો ચિંતામાં પડી ગયાં છે. શું કરવું તે તેમને સૂજતું નથી. મને પણ એ સ્થિતિ જોઇને અત્યંત ખેદ થયો હતો અને મારૂં મન ઉદાસ બની ગયું હતું. એ કારણથી અહીં આવતાં મને ઢીલ થઇ છે."

આ પક્ષીએ એ પ્રમાણે હકીકત પોતાના બચ્ચાને જણાવી, એટલે એક બચ્ચું બોલ્યુંઃ "પણ એ માટે તને શોક થવાનું કારણ શું? આપણને તેમની સાથે નિસબત શી?"

"આપણને તેમની સાથે કશી નિસબત તો નથી." પેલું પક્ષી બોલ્યુંઃ "પરંતુ આ રાજા ધર્માત્મા છે. તેના જવા પછી જો બીજા કોઇના હાથમાં રાજ્ય જશે તો અનેક પ્રકારના ઉલ્કાપાત થશે. એવા વિચારથી મને શોક થાય એ સ્વાભાવિક છે. વિશેષ શોક તો એટલા માટે થાય છે કે રાજપુત્રીને અંધાપાના દુઃખથી મુક્ત કરનારી દવા આપણી પાસે જ હોવા છતાં આપણાથી કશો

ઉપાય થઇ શકે તેમ નથી. આપણે પક્ષી જાત તેમને કેવી રીતે સમજાવી શકીએ ? "

" એવી દવા આપણી પાસે છે ? " પેલા બચ્ચાએ આશ્ચર્ય સહ પ્રશ્ન કર્યો.

" હા, આ વડની વડવાઇના રસમાં જો આપણી ચરક ઘસીને રાજકુમારીનાં નેત્રોમાં કોઈ આંજે તો રાજકુમારી એકદમ દેખતી થઈ જાય ! "

" વાહ, દવામાં તો કાંઇ જ નથી ! " બચ્ચાએ કહ્યું.

" હા, પણ તે કરે કોણ ? આપણને જો મનુષ્યની વાચા હોય તો આપણે તેમને સમજાવી પણ શકીએ, પરંતુ તે વિના આપણો શો ઉપાય ? "

આ પ્રમાણે એ પક્ષી તથા તેના બચ્ચા વચ્ચે ચાલતું સંભાષણ વિદ્યામતી સાંભળતી હતી. એ સાંભળીને તેને કેટલું આશ્ચર્ય તથા કેટલો આનંદ થયો હશે તેની કલ્પના વાચકોએ જ કરી લેવી. પોતાને સ્વપ્નમાં દેવીએ આપેલો આશીર્વાદ સફળ થવાનો સમય સમીપમાં જ આવેલો જોઇને તેના આનંદનો પાર રહ્યો ન હતો. મધ્યરાત્રી વીતી ગયેલી હોવાથી તેને નિદ્રા આવી ગઈ. આખી રાત્રી નિરૂપદ્રવપણે શાંતિથી પસાર કરી સ્હવારે ઉઠીને તેણે નિત્ય નૈમિત્તિક કર્મ કરી લીધું. પછી પોતાની પાસે ટીમણ હતું તેમાંથી થોડુંક ખાઇને જળપાન કરી લીધું. ત્યારપછી પેલા વડમાંથી થોડીક વડવાઇ કાપી લીધી અને વડની નીચે પડેલી પેલા પક્ષીની હગાર એકઠી કરી લીધી. પછી તે ઘોડેસવાર થઇને દ્વૈતપુર તરફ જવાને તૈયાર થઇ.

દ્વૈતપુર ત્યાંથી માત્ર ચાર કોસ જ દૂર હોવાથી ત્રણ-ચાર ઘટિકામાં જ તે એ નગરમાં પહોંચી ગઇ. ત્યાં જઇને તેણે એક માળીને ત્યાં ઉતારો કર્યો. તે માળી તથા તેની સ્ત્રી સ્વભાવે ભલાં હતાં. વિદ્યામતીએ તેમની પાસેથી રાજકુમારીના અંધાપાને લગતી

સર્વ હકીકત જાણીને પછી કહ્યું: " મારી એવી ઇચ્છા થાય છે કે હું પ્રયત્ન કરી જોઉં. મને એવી આશા છે કે મારા પ્રયત્નમાં મને યશ પ્રાપ્ત થશે."

" અહો ! એવું થાય તો ઘણુંયે સારૂં." માલણે કહ્યું: " રાજકુમારીનાં પણ અહોભાગ્ય કે તમારા પ્રયત્નથી તે દેખતી થાય અને વળી તમારા જેવો સૌંદર્યસંપન્ન પતિ તેને પ્રાપ્ત થાય ! "

વિદ્યામતીએ મંદ સ્મિત કર્યું. તે બોલી: " પરંતુ મારે રાજમહેલમાં જવું કેવી રીતે ? "

" એમાં શી મોટી વાત છે ? ચાલો હું આપને મારી સાથે લઇ જઉં. " માલણે કહ્યું.

" ભલે ત્યારે, ચાલો આપણે જઈએ. " વિદ્યામતીએ તત્પરતા દર્શાવી.

" પણ તમે ભોજન તો કરી લ્યો. " માલણે કહ્યું.

" ના, મારે અત્યારે ભોજન નથી કરવું. રાજકુમારીને દેખતી કર્યાં પછી જ હું ભોજન કરીશ. વારૂ, પણ એ રાજકુમારીનું નામ શું છે ? "

" તેનું નામ ગુણસુંદરી છે; અને તે નામ પ્રમાણે જ ગુણનો ભંડાર છે. એવી સ્રીને જો તમે પ્રાપ્ત કરી શકો તો મોટા ભાગ્યશાળી છો એમ હું માનીશ. પણ તમે આમ ક્યા દેશમાંથી આવો છો તે અને તમારી જાતિ તથા નામ જો હરકત ન હોય તો જણાવશો. " માલણે પૂછ્યું.

" એમાં વળી હરકત શી હોય ? ઉજ્જયનીથી આવું છું, મારી જાતિ વણિકની છે અને મારૂં નામ વિદ્યાસાગર છે. "

" વાહ વાહ, તમે પણ તમારા નામ પ્રમાણે જ વિદ્યાના સાગર જણાઓ છો. પ્રભુ કરેને તમારે હસ્તે અમારાં ગુણસુંદરીબા દેખતાં થાય !" માલણ બે હાથ જોડીને પ્રભુને પ્રાર્થના કરવા લાગી.

પછી તે વિદ્યાસાગરને રાજમહેલ તરફ લઇ જવાને તત્પર

થઇ. વિદ્યાસાગરે પણ પેલી વસ્તુઓ એક રૂમાલને છેડે બાંધીને ગજવામાં નાંખી લીધી અને માલણ આગળ તથા પોતે પાછળ એમ બન્ને જણાં માલણના ઘરમાંથી નિકળીને રાજપ્રાસાદ તરફ જતા રસ્તાપર ચાલવા લાગ્યાં. માર્ગમાં લોકો આ નવીન યુવક તરફ જોઇ રહેતાં હતાં. કોઈ માલણના ઓળખીતા આ યુવકના સંબંધમાં તેને પ્રશ્ન પણ કરતા. માલણ માત્ર એક જ જવાબ દરે-કને આપતી કે " પ્રભુકૃપાથી ગુણસુંદરીબાના અંધાપાને દૂર કરનાર દેવદૂત આવી પહોંચ્યો છે! આ યુવક મનુષ્યના સ્વરૂપમાં કોઇ દેવ છે ! " માલણના એ શબ્દો સાંભળનારાઓ પણ આ આશ્ચર્યપૂર્વક યુવકની સામે જોઇ રહેતા. પોતાની સામે લોકોની દૃષ્ટિ ખેંચાયા કરે છે એમ વિદ્યાસાગર સમજતો હતો, પરંતુ તે એ તરફ વિશેષ લક્ષ નહિ આપતાં માત્ર એક જ વિચારમાં ચાલ્યો જતો હતો. તેને અત્યારે બીજો વિચાર શો હોય ? રાજકુમારીને દેખતી કરીને તેની સાથે લગ્નગ્રંથીથી જોડાવું ! " પરંતુ " હા તુરત જ પરંતુ રૂપી મોટો પર્વત તેનાં ચક્ષુઓ સમક્ષ ખડો થતો-" પરંતુ હું લગ્ન તો કરીશ, પણ લગ્ન કર્યા પછી મારૂં પોકળ પ્રકટ થશે તો ? " એ વિચાર તેના મનને મુંઝવતો હતો.

એમ કરતાં તે બન્ને રાજમહેલમાં દાખલ થયાં. માલણ વિદ્યાસાગરને ચાવડી પાસે ઊભા રહેવાનું કહીને પોતે અંદર ચાલી ગઇ. થોડી વારે એક સ્ત્રી રાજમહેલમાંથી ચાવડીપર આવી અને તે વિદ્યાસાગરને પોતાની સાથે લઇ ગઇ.

અંતઃપુરમાં રાજા તથા રાણી બન્ને આસનપર બેઠેલાં હતાં. માલણ એક બાજુએ ઊભી હતી. બે-ચાર દાસીઓ પણ ત્યાં હતી. તે સ્થળે પેલી સ્ત્રીસહ વિદ્યાસાગરે પ્રવેશ કર્યો. તે રાજાને નમન કરીને નમ્રતાપૂર્વક ઊભો રહ્યો. તેના મનોહર અને લાવણ્યમય વદન તરફ દૃષ્ટિપાત કરતાં જ રાજાના મનમાં તેને માટે સારો વિચાર બંધાયો.

રાજાએ કહ્યું: " અહો, નરપુંગવ ! તમારા આગમનનું કારણ તથા તમારી પૂર્વ હકીકત આ બાલકે મને જણાવ્યાં છે. તમે મારી અંધ પુત્રીને દેખતી કરવાને તત્પર બન્યા છો, અને તેમાં તમને યશ મળશે એવી હું આશા રાખું છું. પરંતુ એ સાથે મારે એટલું પણ તમને જણાવવું જોઇએ કે જો તમારા પ્રયત્નથી મારી પુત્રી દેખતી નહિ થાય તો તમને વિના વિલંબે કશી પણ તપાસ કે વિચાર કર્યા સિવાય દેહાન્ત શિક્ષા કરવામાં આવશે ! મારી એવી પ્રતિજ્ઞા છે; આજસુધી અનેક માણુસો આવી ગયા છે તેમાં એક પણ સફલ થઇ શક્યો નથી, એટલે હવે હું નિરર્થક મારી પુત્રીને હેરાન કરવા ઇચ્છતો નથી; અને તેથી જ આવી આકરી પ્રતિજ્ઞા મેં કરી છે."

રાજાનાં એ વચનો સાંભળીને આપણો યુવક સ્હેજ ચમક્યો. કદાચ પેલા પક્ષીનું કથન અસત્ય નિવડશે તો, એવી શંકાનો તેના મનમાં પ્રાદુર્ભાવ થયો, પરંતુ એક નિમિષ માત્રમાં તે શંકા લોપ થઇ ગઇ. ' નહિ ! ' તે મનમાં બોલ્યો: ' મારે કશી પણ શંકાને વશ થવું નહિ જોઇએ ! ગમે તેમ થાય પણ પ્રયત્ન તો કરી જોવો !' આ બધું એકાદ બે નિમિષમાં તેના મનમાં પસાર થઇ ગયું. તેણે દૃઢતાપૂર્વક ગંભીર સ્વરે કહ્યું: " મહારાજ ! આપે કરેલી આકરી પ્રતિજ્ઞામાં હું કશું અયોગ્ય જોતો નથી. અનેક વેશધારી, લબાડ મનુષ્યોથી પ્રાપ્ત થયેલી નિરાશાને પરિણામે પુનઃ તેવા માણસની સાથે આપને પ્રસંગ ન પડે એવી ઇચ્છા થાય તે સ્વાભાવિક છે; અને આપની આજ્ઞા મને શિરસાવંદ્ય છે. મારી ખાત્રી છે કે હું રાજકુમારીને અવશ્ય દેખતાં કરી શકીશ. "

એના અનન્ય વિશ્વાસથી રાજાને પણ તેનાં વચન ઉપર શ્રદ્ધા બેઠી. તેણે એક દાસીને કહ્યું: " તું જા, આ મહાશયને ગુણસુંદરી બ્હેનના ખંડમાં લઇ જા. "

" મહારાજ ! " વિદ્યાસાગરે કહ્યું: " મારી આપને એક વિનતિ છે કે આપ દાસીને આજ્ઞા કરો કે મારે ધૂપ, દીપ, નૈવેદ્ય,

ઇત્યાદિ જે જોઇએ તે મને લાવી આપે. ”

“ વારૂ. ” એમ કહીને રાજાએ એ વિષે પણ દાસીને આજ્ઞા કરી. પુનઃ વિદ્યાસાગર બોલ્યોઃ “ મહારાજ ! જે વખતે હું મારો પ્રયોગ શરૂ કરૂં તે વખતે આપ તથા મહારાણીજી પણ ત્યાં હાજર રહેશો તો આપની મોટી કૃપા થશે. ”

“ ભલે, અમે આવીશું. ” રાજાએ કહ્યું.

વિદ્યાસાગર પેલી દાસીની સાથે રાજકુમારીના ખંડમાં ગયો. રાજકુમારી એક મંચક ઉપર ઉંચે છત તરફ દૃષ્ટિ રાખીને આડે પડખે પડી હતી. રાજકુમારીના અદ્ભુત સૌંદર્યને જોતાં વિદ્યાસાગર ક્ષણભર સ્તબ્ધ બની ગયો. તેમના પગના સંચારથી રાજકુમારી એકદમ સ્વસ્થ થઇને બોલીઃ “ એ કોણ છે ? ”

“ બા ! એ તો હું છું. ” એમ કહીને પેલી દાસીએ રાજકુમારીને પોતાના આગમનનું કારણ તથા પોતાની સાથે વિદ્યાસાગર નામના યુવક હોવાનું જણાવ્યું.

દાસીની હકીકત સાંભળીને કુંવરીના મનમાં આશા–નિરાશા રમખાણ મચાવવા લાગી. તે બોલીઃ “ હે મહાભાગ ! તમે મારા પિતાની આકરી પ્રતિજ્ઞા જાણ્યા છતાં પણ મારો ઉદ્ધાર કરવાને તત્પર થયા છો તે માટે હું તમારો આભાર માનું છું. ”

“ રાજકુમારી ! અત્યારે મારો આભાર માનવાની કશી પણ જરૂર નથી. ” યુવક બોલ્યોઃ “ તમારા પિતાશ્રીની પ્રતિજ્ઞા કપરી છે ખરી; પરંતુ તમારા જેવી નિર્દોષ રમણીને અંધાપા જેવા ભયંકર દુઃખથી મુક્ત કરવાના પ્રયત્નમાં મારે મારા પ્રાણનો ત્યાગ કરવો પડે તોપણ મને તેમાં સંકોચ થતો નથી. વળી જેની પ્રેરણાથી મારૂં અહીં આગમન થયું છે, તેની કૃપાથી, મારી ખાત્રી છે કે મારા પ્રયત્નમાં મને સફળતા પ્રાપ્ત થશે જ ! ”

આ યુવકના વીણા જેવા મધુર સ્વરથી તથા તેણે દૃઢતાપૂર્વક આપેલા આશ્વાસનથી રાજકુમારીનું અંતઃકરણ આનંદિત

બન્યું. તેના હૃદયમાં નૈસર્ગિક પ્રેમનો સંચાર થયો. તે બોલી: "મહાભાગ ! મને પણ એમ લાગે છે કે આપના પ્રયત્નમાં આપને યશ મળશે. હું પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું કે આપને યશ પ્રાપ્ત થાઓ."

વિદ્યાસાગરે પેલી દાસીને આજ્ઞા કરી એટલે તે ધૂપ, દીપ, ચંદન, પુષ્પ, નૈવેદ્યાદિ વસ્તુઓ લઇ આવી. વિદ્યાસાગરે સર્વ વસ્તુઓને વ્યવસ્થાપુરઃસર ગોઠવી અને પછી રાજા તથા રાણીને બોલાવવા આજ્ઞા કરી. દાસી બોલાવવા ગઇ તે દરમિયાન વિદ્યાસાગરે વડની છાલ તથા પેલા પક્ષીની ચરક ઘસીને તેનું અંજન તૈયાર કર્યું.

રાજા રાણી આવ્યાં એટલે વિદ્યાસાગરે તેમને શ્રદ્ધા ઉપજાવવાને ખાતર મનમાં મંત્રો ભણવા માંડયા, દીપ ને ચંદનની અર્ચા કરી, દશે દિશામાં પુષ્પો નાખ્યાં. નૈવેદ્ય દીપ પાસે મૂકયું, ધૂપ કર્યો. એ પ્રમાણે કરી જાણે દેવની પ્રસાદીરૂપ ચંદન પોતે રાજકુમારીનાં નેત્રોમાં આંજતો હોય તેવો દેખાવ કરીને તેણે રાજકુમારીનાં નેત્રોમાં પેલું તૈયાર કરી રાખેલું અંજન આંજયું.

પરંતુ આ શો ચમત્કાર ! અંજન આંજવાની સાથે જ રાજકુમારીનાં નેત્રોમાંથી ખરખર જળધારા વહેવા લાગી. રાજકુમારી નેત્રો ખોલીને જુએ છે તો તેની કીકીઓની આડેથી અંધકારનો પડદો દૂર થઇ ગયો હતો. તે પોતનાં માતાપિતાનાં દર્શન કરી શકતી હતી. તેનાં સુંદર નેત્રો પોતાના પ્રેમપાત્ર યુવકને નિહાળી શકતાં હતાં. આજ અનેક વર્ષો પછી આ યુવકની કૃપાથી તે અંધાપાના દુઃખથી મુક્ત થઇ હતી. તે એકદમ ઊભી થઇ અને માતાપિતાના ચરણમાં પડી. તેનાં માતાપિતાનાં અંતર પણ આ અદ્દભુત દૃશ્ય જોઇને આનંદપૂર્ણ અને આશ્ચર્યચકિત બની રહ્યાં હતાં. તેમણે નવે અવતારે આવેલી પોતાની પુત્રીને આલિંગન આપ્યું.

વિદ્યાસાગર આ સર્વ દૃશ્ય શાંતપણે જોઇ રહ્યો હતો. તેના આનંદનો પણ પાર રહ્યો ન હતો કેમકે પોતાના પતિએ કરેલી ત્રીજી

આજ્ઞા પૂર્ણ થવાનો અવસર આવી લાગ્યો હતો.

થોડી વારે રાજાએ કહ્યું: " મહાશય ! તમે મનુષ્ય હો કે મનુષ્યરૂપે દેવ હો—ગમે તે હો, પણ આજે તમે અમને સર્વને એક મહાન્ દુઃખથી મુક્ત કર્યા છે. એટલે હવે મારી પ્રાર્થના છે કે તમે મારી પ્રતિજ્ઞા પ્રમાણે મારા અર્ધા રાજ્યનો તથા મારી પુત્રીનો સ્વીકાર કરો. મારે એક આ પુત્રી સિવાય બીજું સંતાન નથી, એટલે મારા મૃત્યુ પછી આ દ્વૈતપુરનું રાજ્ય તમારૂં જ છે એમ સમજજો."

" મહારાજ ! આપની પુત્રીને દેખતી કરનારને અર્ધું રાજ્ય આપવાની તથા તેની સાથે આપની પુત્રીનું લગ્ન કરવાની આપે પ્રતિજ્ઞા કરી હતી ખરી; અને તે પ્રતિજ્ઞાનું પાલન કરવાને આપ તૈયાર થયા છો એ પણ સ્વાભાવિક છે; પરંતુ હું આપને એ પ્રતિજ્ઞાથી મુક્ત કરૂં છું, કારણકે આપની ગમે તેવી પ્રતિજ્ઞા હોય તો પણ જો રાજકુમારીનો મારા ઉપર પ્રેમ ન હોય તો તેમને મારી સાથે લગ્ન કરવાની ફરજ પાડીને હું તેમના જીવનને દુઃખિત કરવા નથી ઇચ્છતો. તેમને એક દુઃખમાંથી મુક્ત કરી બીજા દુઃખમાં નાંખવાની મારી ઇચ્છા નથી."

તેના આ ઔદાર્યપૂર્ણ શબ્દોથી રાજા વિશેષ પ્રસન્ન થયો, કેમકે જો આ સ્થળે બીજો કોઇ હોત તો તેણે રાજાને તેની પ્રતિજ્ઞા પ્રમાણે વર્ત્તવાનો આગ્રહ કર્યો હોત. રાજાએ કહ્યું: "ઠીક છે, એ બાબતમાં આપણે પછીથી વિચાર કરીશું. અત્યારે તો ચાલો તમે ભોજન કરી લ્યો, કારણકે પેલી માલણના કહેવાથી મારા જાણવામાં આવ્યું છે કે તમે હજી ભોજન પણ કર્યું નથી."

રાજા તથા વિદ્યાસાગર ત્યાંથી ઉઠ્યા. વિદ્યાસાગરને માટે મહેલના એક જુદા ભાગમાં રહેવાની ગોઠવણ કરવામાં આવી. તેણે ભોજન કરી લીધું. તે દિવસે સ્હાંજે રાજાએ કચેરી ભરીને વિદ્યાસાગરના અદ્‌ભુત ચમત્કારની વાર્ત્તા પ્રસિદ્ધ કરી તથા તેને પોતાનું અર્ધું રાજ્ય આપવાની ઇચ્છા જાહેર કરીને તેને પોતાની પડખે જ-

મણી બાજુએ રાજ્યાસન ઉપર સ્થાન આપ્યું. કચેરી વિસર્જન થયા પછી વિદ્યાસાગર પોતાના નિવાસસ્થાનમાં ગયો તો રાજકુમારી તેની રાહ જોઇને ત્યાં બેઠેલી તેની દૃષ્ટિએ પડી. રાજકુમારીને એકલી પોતાના એકાંત આવાસમાં અત્યારે રાત્રીએ આવેલી જોઇને વિદ્યાસાગરને આશ્ચર્ય ઉત્પન્ન થયું, તેણે પ્રશ્ન કર્યો: " કેમ, રાજકુમારી! અત્યારે શા કારણસર અત્રે આવવું થયું છે ? "

" મહાભાગ ! " રાજકુમારી બોલી: " હું આપને એક પ્રાર્થના કરવાને આવી છું. મારા આવાસમાં આપની તથા મારા પિતાશ્રીની વચ્ચે જે સંભાષણ થયું હતું તે મેં સાંભળ્યું છે. આપે મારા પિતાશ્રીને તેમની પ્રતિજ્ઞાથી મુક્ત કરવાનું ઔદાર્ય દર્શાવ્યું હતું, પરંતુ તેઓ પોતે કરેલી પ્રતિજ્ઞાનો ત્યાગ કરે તેમ નથી. માટે આપ તેમની પ્રતિજ્ઞાને પૂર્ણ કરવાને સહાયભૂત થાઓ."

" રાજકુમારી ! મેં બહુ વિચાર કરીને તમારા પિતાશ્રી પાસે મારી ઇચ્છા પ્રકટ કરી હતી. તેમ કરવાનું એક અગત્યનું કારણ પણ હતું. એ હકીકત તે વખતે જણાવવાની મારી ઇચ્છા ન હતી, જોકે તમને મારા અંતરની વાર્તા જણાવ્યા સિવાય ચાલે તેમ પણ ન હતું. કદાચ મારૂં ગુપ્ત રહસ્ય જાણીને તમે મારો તિરસ્કાર કરશો, તથાપિ સત્ય વાર્તા નિવેદન કરવામાં મારે સંકોચ રાખવો ન જોઇએ. "

" શું ! હું તમારો તિરસ્કાર કરૂં ? " રાજકુમારીએ કહ્યું: " નહિ, કદી પણ નહિ. જેણે મને નવું જીવન પ્રાપ્ત કરાવ્યું છે, જેણે મારા દેહ ઉપર—આત્મા ઉપર વર્ચસ્વ મેળવ્યું છે, તેનો તિરસ્કાર કરવાની દુર્બુદ્ધિ મને સૂજે જ કેમ ? મહાશય! મેં મારૂં જીવન-સર્વસ્વ તમને સમર્પણ કર્યું છે. જો તમે મારા પિતાશ્રીની ઇચ્છાનો અસ્વીકાર કરો તો આ જગત્‌માં મારૂં જીવન વૃથા છે. "

" ગુણસુંદરી ! " વિદ્યાસાગર બોલ્યો: " અત્યારે તમે આમ કહો છો, પરંતુ મારે તમને જે કહેવાનું છે તે સાંભળ્યા પછી પ્ર-

સ્તુત શબ્દો ઉચ્ચારવા માટે તમને પશ્ચાત્તાપ થશે. તમે મને જે ધારો છો તે હું નથી !"

"એટલે ?" રાજકુમારીએ આશ્ચર્યપૂર્ણ વદને પ્રશ્ન કર્યો.

"એટલે એમ કે હું પુરૂષ નથી, પણ પુરુષના વેશમાં સ્ત્રી છું. તમારા જેવી વિચક્ષણ સ્ત્રી પણ એ વાત ન સમજી શકે એ જાણીને મને આશ્ચર્ય થાય છે."

વિદ્યામતીની આ કબૂલાત શ્રવણ કરીને ગુણસુંદરીને અત્યંત ક્ષોભ થયો. તેના હૃદયપર જાણે વજ્રનો આઘાત થયો હોય એવી તેની સ્થિતિ થઇ. તે બોલીઃ "આ હું શું સાંભળું છું ? તમે મારી મશ્કરી તો નથી કરતા ?"

"મશ્કરી કરવાનો મારો સ્વભાવ નથી. તમારી સાથે લગ્ન કરવાને-તમને મારી અર્ધાંગના બનાવવાને હું અત્યંત આતુર છું. પરંતુ તે ક્યારે ? સર્વ સત્ય હકીકત તમારી પાસે નિવેદન કર્યા પછી, તમે મારો સ્વીકાર કરો ત્યારે જ ! મારૂં જીવન રહસ્યપૂર્ણ છે, તે રહસ્ય તમે જાણશો ત્યારે તમને મારી દયા આવશે. જો તે જાણ્યા પછી તમે મારો સ્વીકાર કરશો તો તમારો મારા ઉપર મોટો ઉપકાર થશે." વિદ્યામતી બોલી.

"કહો, કહો, તમે કોણ છો ? તમારૂં નામ શું છે ? અને તમારે પુરુષવેશ શામાટે ધારણ કરવો પડ્યો છે ?"

"હા, એ સર્વ હું તમને જણાવીશ. સાંભળો !" એમ કહી વિદ્યામતીએ રાજકુમારી ગુણસુંદરીને અથથી ઇતિસુધી તમામ હકીકત જણાવી અને પુરુષવેશમાં અત્ર આવવાનું કારણ પણ જણાવ્યું.

એ સર્વ શાંતપણે સાંભળ્યા બાદ ગુણસુંદરી બોલીઃ "વિદ્યામતી બ્હેન ! તમે મારાં મોટાં બ્હેન છો. તમારા પતિ તે મારા પણ પતિ છે. આ દેહ મેં તમને અર્પણ કર્યો છે. એક વખત મારા મનમાં કરેલો નિશ્ચય ફેરવવાની મારી ઇચ્છા નથી. તદુપરાંત તમને તમારા પ્રયત્નમાં સહાય કરવાને મારૂં મન ઉત્સુક બન્યું છે. માટે તમે મારા પિતાશ્રી-

ને મળો અને તમે મારો સ્વીકાર કરશો એમ તેમને જણાવો. આ હકીકત તેમને જણાવવાની જરૂર નથી. આપણાં લગ્ન થયા પછી આપણે અહીં નહિ થોભતાં તમારા નગરમાં ચાલ્યાં જઈશું; અને પછી યથાસમયે મારા પિતાશ્રીને સત્ય વાર્તાથી જાણીતા કરીશું. માટે તમે તમારા મનમાં જરા પણ સંકોચ નહિ રાખતાં મારો સ્વીકાર કરવાને તત્પર થાઓ."

"અહો, બ્હેન !" વિદ્યામતી ગદ્ગદ કંઠે બોલીઃ "તમારા ઉદાર અંતઃકરણને માટે હું તમારો જેટલો આભાર માનું તેટલો ઓછો જ છે. હું તમને ખાત્રી આપું છું કે મારા પતિ અર્થચંદ્ર શેઠને પરદેશથી કોઈ પણ ઉપાયે પાછા લાવીને હું તમને સંસારસુખનો પૂર્ણ લ્હાવો લેવરાવીશ. હું તમને મારી સગી બ્હેન કરતાં પણ અધિક રાખીશ. તમને તમારા આ સાહસને માટે પશ્ચાત્તાપ કરવો નહિ પડે."

"વિદ્યામતી બ્હેન ! એ વિષયમાં વિશેષ કહેવાની કશી પણ જરૂર નથી. હવે હું જાઉં છું અને તમે પણ મારાં માતાપિતા પાસે જઈને તેમનાં મનને શાંત અને પ્રસન્ન બનાવો." એટલું કહીને રાજકુમારી ત્યાંથી ચાલી ગઈ તથા વિદ્યામતી પણ પોતાનો હેતુ નિર્વિઘ્ને પાર ઉતરવાથી આનંદપૂર્ણ હૃદયે રાજા પાસે ગઈ. તેને એવી શંકા હતી કે જો રાજકુમારી સાથે લગ્ન કર્યા પછી પોતાનો વેશ ખૂલ્લો પડી જશે તો રાજકુમારી પોતાના પર ક્રોધે ભરાશે, તે તેના પિતાને જણાવશે અને તેનું પરિણામ વિપરીત આવશે. એથી જ તેણે પ્રથમ સર્વ હકીકત સ્પષ્ટપણે રાજકુમારીને જણાવવાનો વિચાર કર્યો હતો. તેને એવી આશા હતી કે પ્રથમથી પોતાનું હૃદય રાજકુમારી પાસે ખુલ્લું કરવાથી તેને સમજાવી શકાશે. તેની એ આશા સફળ થઈ હતી. તે રાજા પાસે ગઈ અને પોતે તેમની પુત્રીના હસ્તનો સ્વીકાર કરવાને તત્પર છે, એવું તેણે રાજાને જણાવ્યું.

તેના એ શબ્દોથી રાજાને આનંદ થયો. તેણે પોતાની પત્નીને એ વાત જણાવી. તરત જ જોષીને બોલાવીને લગ્નનું મુહૂર્ત્ત જોવરાવ્યું. શુભ મુહૂર્તે ધામધુમથી વિદ્યામતી અને ગુણસુંદરીનું લગ્ન થયું. લગ્નનો સમારંભ પૂર્ણ થયા પછી વિદ્યામતીએ પોતાના વતનમાં જવાની રજા માંગી. રાજાએ તેને અહીં રહેવાનો ઘણો આગ્રહ કર્યો અને પોતાને બીજું કશું સંતાન નહિ હોવાથી આ રાજ્ય તમારે જ સંભાળવાનું છે, એવું પણ તેણે જણાવ્યું. પરંતુ વિદ્યામતીએ પછીથી પુનઃ અત્રે આવવાનું જણાવીને રજા મેળવી. શુભ દિવસે રાજા તથા રાણીએ પોતાના જમાઈ-પુત્રીને વળાવ્યાં. તેમને પહોંચાડવાને માટે સશસ્ત્ર સૈનિકો તથા બીજાં દાસદાસીઓ મોકલવાનું રાજાએ જણાવ્યું, પણ વિદ્યામતીએ ઉપકાર સહ તેની ના પાડી; એટલે પછી રાજાએ એ વિષયમાં વિશેષ આગ્રહ કર્યો નહિ. વિદ્યામતી તથા ગુણસુંદરી બે જણાં એકલાં જ દ્વૈતપુરમાંથી વિદાય થયાં.

અર્થચંદ્ર શેઠે વિદ્યામતીને કરેલી ત્રીજી આજ્ઞા પણ એ રીતે પૂર્ણ થઈ.

## પ્રકરણ ૧૦ મું.

### અહિચારી.

વિદ્યામતી રાજકુમારી ગુણસુંદરીને લઈને સુખરૂપ ઉજ્જયનીમાં આવી પહોંચી. માર્ગમાં તેમને કશી પણ હરકત નડી નહિ. ગુણસુંદરીને જોતાં વિદ્યામતીનાં દાસ દાસીઓ તથા પડોશીઓને આશ્ચર્ય થયું, પરંતુ વિદ્યામતીએ સર્વને જણાવ્યું કે "હું બહારગામ ગઈ હતી ત્યાં આ દુઃખીયારી બાઈ માર્ગમાં મળી આવી. આ જગતમાં તેનું કોઈ નહિ હોવાથી, તેને હું મારા આશ્રયે લાવી છું." માત્ર એક યમુનાને તેણે ખરી હકીકત જણાવી હતી.

હવે તેણે પોતાના પતિએ કરેલી ચોથી આજ્ઞા-પુત્રપ્રાપ્તિની આજ્ઞાને પરિપૂર્ણ કેવી રીતે કરવી તેના વિચારમાં મનને પરોવ્યું. એ આજ્ઞાને પૂર્ણ કરવાને માટે જે ગામમાં તેનો પતિ અત્યારે નિવાસ કરી રહ્યો હતો ત્યાં જવાની જરૂર હતી. વળી પોતાનો પતિ પોતાને ઓળખી ન શકે એવી રીતે ત્યાં જઇને કાર્ય સિદ્ધ કરવાનું હતું. આ કાર્ય વિશેષ જોખમવાળું હોવાથી તેને માટે તૈયારી કરતાં પહેલાં ઉજ્જયનીના રાજકર્તાને મળીને તેમને સર્વ હકીકત નિવેદન કરી, તેમની સંમતિ લઇને પછી પ્રયાણ કરવાનો તેણે વિચાર કર્યો.

એ પ્રમાણે એક દિવસે તે યમુનાને સાથે લઇ મ્યાનામાં બેસીને મહારાજા પાસે ગઇ. મહારાજા મંત્રણાગૃહમાં અત્યારે એકલા જ હતા. વિદ્યામતીએ અનુચરની સાથે પોતાના આગમનના સમાચાર જણાવ્યા તથા મહારાજાને એકાંતમાં મળવાની ઇચ્છા દર્શાવી. અનુચરે મહારાજા પાસે જઇ વિદ્યામતીની વિનતિ નિવેદન કરતાં મહારાજાએ એ વિનતિનો સ્વીકાર કર્યો. વિદ્યામતી તથા યમુના મહારાજા પાસે મંત્રણાગૃહમાં જઇ નમન કરીને ઊભાં રહ્યાં. મહારાજાએ નમનનો સ્વીકાર કરી તેમને બેસવાનું કહ્યું.

મહારાજા ગાદીપર બેઠા હતા. તેમની સામે સ્હેજ દૂર જાજમપર આ બન્ને જણીઓ બેઠી. પછી મહારાજાએ પૂછ્યું: " કેમ, અત્ર શામાટે આવવું થયું છે ? "

" મહારાજ ! " વિદ્યામતીએ જવાબ આપ્યો: " આપ અમારા પિતા છો. આપની રંક બાળકી એક ખાસ કાર્યને માટે આપની સંમતિ તથા સહાયને માટે આવી છે. મારી સર્વ હકીકત શ્રવણ કર્યા પછી એ કાર્યની મહત્તા આપને સમજાશે. આ બાઇ મારી સંપૂર્ણ વિશ્વાસુ છે અને તે સર્વ હકીકત જાણતી હોવાથી હું તેને પણ મારી સાથે લાવી છું. " એટલું કહીને તેણે પોતાના પતિ અર્થચંદની સાથે લક્ષ્મી કોના ભાગ્યની, એ વિષયમાં થયેલા વિવાદથી

માંડીને પોતે પોતાના પતિની ત્રીજી આજ્ઞાનું પાલન કર્યું, દૈતપુરની રાજકુમારી ગુણસુંદરીની સાથે લગ્ન કરી તેને અહીં લાવી ત્યાં સુધીની હકીકત જણાવી.

વિદ્યામતીની હકીકત શ્રવણ કરવાથી માલવપતિને સાનંદાશ્ચર્ય થયું. તે આ યુવતીની સાહસિકતા તથા ચાતુર્યની મનમાં ને મનમાં પ્રશંસા કરતા બોલ્યા: "બાઇ! તને ધન્ય છે! તારી સાહસિકતા જોઇને મને આનંદ થાય છે. તારા જેવી સાહસિક સુંદરીની વાતો પુસ્તકોમાં વાંચવામાં આવે છે, પરંતુ પ્રત્યક્ષ ઘટના તો આજે પહેલી જ વાર મારા જોવામાં આવી છે. કહે, હવે તારી શી ઇચ્છા છે? શું તું તારા પતિને અત્ર બોલાવવામાં મારી સહાય માંગે છે? જો તારી એવી ઇચ્છા હોય તો હું તે જ્યાં હોય ત્યાં મારા અમાત્યને મોકલીને અહીં બોલાવી મંગાવું અને તમારી વચ્ચે થયેલા વિરોધને દૂર કરાવું. એથી તારા પતિએ કરેલી ચોથી આજ્ઞા પણ તું પૂર્ણ કરી શકીશ."

"ના, મહારાજ! મારા પતિને એવી રીતે અહીં બોલાવવાની મારી ઇચ્છા નથી; પરંતુ હું ગુપ્ત રીતે તેઓ જે ગામમાં છે ત્યાં જઇ, જૂદા જ સ્વરૂપમાં તેમની મુલાકાત લેવા ઇચ્છું છું, અને એ સ્વરૂપમાં તેમનો પ્રેમ સંપાદન કરીને તેમણે કરેલી આજ્ઞાને પૂર્ણ કરવા ઇચ્છું છું. એ વાર્ત્તા આપને અગાઉથી નિવેદન કરવાનું કારણ એ છે કે પાછળથી હું સગર્ભાવસ્થામાં હોઉં તે વખતે અહીંના લોકો મારી નિંદા કરે તો આપના તરફથી મારા શિયળને માટે ખાત્રી મળી શકે. મારી માત્ર આપને એટલી જ વિનતિ છે કે મારી સાથે આપના એક વિશ્વાસુ માણસને મોકલો, એટલે પછી આપને કિંવા બીજા કોઇને મારા ચારિત્ર્યના સંબંધમાં શંકા લેવાનું કારણ રહે નહિ."

"બાઇ! તારા ચારિત્ર્યને માટે, તારા સતિત્વને માટે મને તો કદી પણ શંકા આવવાની છે જ નહિ. છતાં પણ જો તારી ઇચ્છા હશે તો હું તારી સાથે મારા વિશ્વાસુ માણસને મોકલીશ. તદુપ-

રાંત જ્યાં તું જાય ત્યાંના રાજકર્તા ઉપર ભલામણની જરૂર હોય તો એ પણ હું આપીશ. "

" નાજી, એથી વિશેષ મારે બીજી કશી પણ જરૂર નથી. આજથી સાતમે દિવસે હું અહીંથી પ્રયાણ કરવા ધારૂં છું. મેં મારા પતિની તપાસ કરાવી છે. તેઓ અત્યારે રત્નદ્વીપમાં છે, એટલે હું પણ મારાં વ્હાણ તૈયાર કરાવીને રત્નદ્વીપ જઇશ. મારી ઇચ્છા મહિયારીના સ્વરૂપમાં ત્યાં જવાની છે. તેને માટે જે જે તૈયારી કરવાની છે તે હું કરી લઇશ. "

" ભલે, જા, અને તારૂં કાર્ય સિદ્ધ થાઓ. મારો ખાસ વિશ્વાસુ માણસ તારી સાથે રહેશે. " રાજાએ જણાવ્યું.

વિદ્યામતી મહારાજાનો આભાર માની યમુનાની સાથે રાજમહેલમાંથી નિકળીને પોતાને ઘેર ગઇ. તેણે બંદરકાંઠે બે વહાણ તૈયાર કરાવ્યાં. એક વહાણમાં પોતાને તથા પોતાની સાથે આવનારાં માણસોને રહેવાને માટે ગોઠવણ કરી. બીજા વહાણમાં ભેંશો તથા ગાયોને રાખવાની તથા તેમને માટે ઘાસચારો ભરવાની વ્યવસ્થા કરી. વૃદ્ધ મુનિમને આજ્ઞા કરીને સારી, કદાવર, ટંકે દશથી પંદર શેર દૂધ આપે તેવી દશ ભેંશો તથા તેવી જ સારી દશ ગાયો મંગાવી. પોતાની સાથે પાંચ સ્ત્રીઓ તથા દશ પુરૂષોને લેવાનો બંદોબસ્ત કર્યો. રત્નદ્વીપ પહોંચતાં એક મહિનો લાગે તેમ હોવાથી માર્ગમાં કશી હરકત ન આવે તે માટે સીધા સામાન તથા મીઠું પાણી વગેરેનો વહાણોમાં બંદોબસ્ત કર્યો.

ઘરનો બધો ભાર વિદ્યામતીએ ગુણસુંદરીને સોંપ્યો અને દુકાનનો બધો વહીવટ પોતાના વૃદ્ધ વિશ્વાસુ મુનીમને સોંપ્યો. બરાબર સાતમે દિવસે તે ઉજ્જયનીથી પોતાના સર સામાન સાથે નીકળી અને નજીકમાં આવેલા સૌરાષ્ટ્ર દેશના એક બંદરે તૈયાર રાખવામાં આવેલા વહાણમાં બેસી તે રત્નદ્વીપ તરફ ચાલી. વહાણમાં બેઠા પછી તેણે મહીયારીનું સ્વરૂપ ધારણ કર્યું. ઘેરા લાલ રંગમાં રંગેલી

ઊનની ધાબળી, ઊનના જ ચણીયા અને રેશમના કમખા ઉપર તેણે ધારણ કરી. હાથે પગે અને ડોકમાં રૂપાનાં ઘરેણાં ઘાલ્યાં. કાનમાં રૂપાનાં લોલક પહેર્યાં. જેણે અત્યારસુધીના જીવનમાં હીરા, માણેક અને મોતીના મૂલ્યવાન તથા નાજુક અલંકારો ધારણ કર્યા હતા, તેને રૂપાના વજનદાર ઘરેણાં અકળાવી નાંખે, ઊનનાં જાડાં-બરછટ અને ભારે વસ્ત્રો તેની સુકોમળ દેહલતાને ભારરૂપ થઇ મુંઝવે અને એ બેડોળ પહેરવેશ હવેથી લાંબા વખતસુધી ધારણ કરવો પડશે એ વિચાર અત્યંત ત્રાસજનક થઇ પડે એ સ્વાભાવિક હતું, પરંતુ સ્વામીની સેવા પ્રાપ્ત કરવાને માટે હવે એ જ સ્થિતિનો સ્વીકાર કર્યા વિના ચાલે તેમ નથી એવો વિચાર આવતાં એ સતીને એ વસ્ત્રોથી, એ અલંકારોથી કે એ પહેરવેશથી દુઃખ નહિ પણ સુખ ઉપજવા લાગ્યું. પોતાની સાથે તેણે જે થોડા આહીર તથા આહીરાણીઓ લીધી હતી તે બધાંને તેણે અગાઉથી સૂચના કરી રાખી હતી કે પોતાની ખરી સ્થિતિ ભૂલે-ચૂકે તેમણે કોઇની સમક્ષ નિવેદન કરવી નહિ. રાજા તરફનો જે વિશ્વાસુ માણસ સાથે રહ્યો હતો તેને તેણે આહીરનો વેશ પહેરાવ્યો કે જેથી કોઇને શંકા ઉપજે નહિ.

રત્નદ્વીપમાંના જે નગરમાં અર્થચંદ્ર રહેતો હતો તે નગરની ખબર વિદ્યામતીએ અગાઉથી મેળવી રાખી હતી, એટલે તે રત્નદ્વીપને બંદરે ઉતરીને બીજે ક્યાંય નહિ થોભતાં તે નગર તરફ જ ચાલી. નગરનું નામ રત્નપુર હતું. રત્નપુરના પાધરમાં જઇને મહીયારીએ પોતાનાં ઢોર-ઢાંખર તથા માણસો સાથે પડાવ નાંખ્યો, એટલે ઘણા લોકો તેને પૂછવા લાગ્યા કે તમે વણઝારા છો? મહીયારી તેમને એવો જવાબ આપતી કે "ભાઇ! અમે વણઝારા નથી, પણ આહીર છીએ. અમે માલવ દેશમાં રહીએ છીએ પણ ત્યાં દુકાળ પડ્યો છે, એટલે પાણી ખોરાકી અને ઘાસની સખત મોંઘવારી છે. દૂધ કોઇ ખાઇ શકતું નથી અને દૂધનાં નાણાંમાંથી ઢોરનું પોષણ થઇ શકતું નથી, તેથી અમે પરદેશ નીકળ્યાં છીએ

અને અહીં ઘાસચારાની સારી જોગવાઇ સાંભળીને આ તરફ આવ્યાં છીએ."

પોતાના દેશમાંથી દુકાળની પીડાને કારણે રત્નપુર તરફ આવેલી એ રૂપસુંદર, નમ્ર અને ડાહી દેખાતી મહીયારીને જોઈ રત્નપુરની વસતીને લાગણી થઇ આવી અને તેમણે તેને એ નગરમાં રહેવા કહ્યું. તે સાથે તેમણે જણાવ્યું કે "અમારા દ્વીપમાં ઘાસચારો તો મફત મળે છે અને સારૂં દૂધ પૂરતું નહિ મળવાથી દૂધનું નાણું સારૂં ઉપજી શકે છે." વિદ્યામતીને તો તે જ જોઇતું હતું. તેણે પોતાનાં ઢોર તથા માણસોનો સમાસ થઈ શકે, તેવું એક મકાન ભાડે લીધું અને ત્યાં નિવાસ કરવા માંડયો.

પરન્તુ હજારોની વસતીવાળું રત્નપુર નગર, તેમાં અર્થચંદ્ર ક્યાં રહેતો હશે તે બિચારી વિદ્યામતી કેવી રીતે જાણી શકે? કોઇને અર્થચંદ્રનું નામ આપીને તેના વિષે માહિતી પૂછે, અને અર્થચંદ્રને કાને એ વાત જાય તો પોતાનો કીસબ ફીક્કો પડી જાય, તેથી વિદ્યામતીને કોઇ પણ યુક્તિથી જ કામ લેવાની જરૂર પડે તેમ હતું. અર્થચંદ્રને પોતા તરફ આકર્ષવાને કેવો યત્ન કરવો તેના ઉંડા વિચારમાં તે પડી. પોતે દૂધની મટકી લઇને અર્થચંદ્રના નિવાસની આસપાસ ફરે તો કોઇ વાર અર્થચંદ્રનો પરિચય થવાનો પ્રસંગ આવે, પરન્તુ પોતે કાંઇ સાધારણ મહીયારી નહોતી. દૂધ વેચવાનું કામ કરવા માટે તેની પાસે ઘણાં માણસો હતાં. એ માણસોને ઘેર રાખીને પોતે મહી વેચવા નીકળે એ લોકોની નજરમાં જ અઘટિત લાગે તેવું જણાવાથી તેણે એ વિચાર પડતો મેલ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

### મોહમુગ્ધ અર્થચંદ્ર.

વિદ્યામતીએ રત્નપુરમાં વિજ્જુલાનું નવું નામ ધારણ કર્યું. આ પરદેશી મહિયારી પહેલાં તો તેની પડોશમાં આવેલાં ઘરોમાં

ઓળખીતી થઇ, પરન્તુ એક બે દિવસની અંદર તે આખા નગરમાં જાણીતી થઇ પડી. તેને નગરમાં જાણીતી કરનાર તેનું દૂધ હતું. તેની ભેંશો તંદુરસ્ત હતી, તે તેને સારો ચારો ખવડાવતી, સારૂં ખાણુ આપતી અને સારી પેઠે તેમની માવજત કરતી એટલે ભેંશોનું દૂધ સ્વાદિષ્ટ જ નીકળતું; તેમાં વળી વિજ્જુલા થોડી સાકર ભેળવતી એટલે દૂધની મીઠાશની વાત જ શી કહેવી ? ' વિજ્જુલાનું દૂધ ' થોડા દિવસમાં ચકલે-ચૌટે અને ઘેરે ઘેર જાણીતું થઇ ગયું. દૂધના દામ પણ તે માફકસર લેતી એટલે તેના દૂધની લોકપ્રિયતા વધે એમાં નવાઇ નહિ. એ દૂધ ખાઇને રત્નપુરના લોકો કહેતા કે અમે આવું દૂધ અમારી જીંદગીમાં ખાધું નથી. ઘેરે ઘેરથી વિજ્જુલાને દૂધ પહોંચાડવાને માટે વરદીઓ મળવા લાગી અને માત્ર એક જ અઠવાડીયામાં તો વિજ્જુલાની ભેંસો જેટલું દૂધ 'આપતી તે બધું દૂધ ખપી જવા લાગ્યું અને સંખ્યાબંધ ઘરાકોની માંગણી પૂરી પાડવાને તે અશક્ત થઇ પડી.

પરન્તુ આમ થવાથી વિજ્જુલાના દૂધનો સ્વાદ ચાખવાની રત્નપુરના લોકોની અધીરાઇથી વૃદ્ધિંગત થવા લાગી. લોકો વિજ્જુલાને ઘેર આવીને દૂધ લઇ જવા લાગ્યા. પહેલાં વિજ્જુલાનાં માણસો ઘરાકોને ઘેર દૂધ પહોંચાડતા, તેને બદલે હવે સૌ કોઇને વિજ્જુલાને ઘેર આવીને દૂધ લઇ જવું પડે એવી સ્થિતિ ઊભી થઇ કારણકે દૂધને માટે માંગણી એટલી વધી ગઇ હતી કે જો તેમ ન કરવામાં આવે તો દૂધ મળી શકશે નહિ એવું જ લોકોને માલૂમ પડવા લાગ્યું. તાજા દૂધનો સ્વાદ કાંઇક ઓર હોય છે એટલે કેટલાકો વિજ્જુલાને ત્યાં આવી, તેની ભેંસોનું તાજું દોહેલું દૂધ લઇ ત્યાં ને ત્યાં જ પી જવા લાગ્યા. આ પ્રમાણે માત્ર તેના સ્વાદિષ્ટ દૂધને જ માટે ઘરાકીનો પ્રકાર બદલાવા લાગ્યો.

પરન્તુ એ દૂધની મિઠાશ કરતાં વિજ્જુલાની જીભની મિઠાશ વળી ચડીયાતી હતી ! તે દરેક ઘરાકને માનપૂર્વક બેસાડતી, તેમને

દૂધ ભરી આપતી અને કદાચ કોઇને માટે દૂધ ન પહોંચી શકવાથી તે ના પાડતી, તોપણ તેની જીભની મિઠાશથી ઘરાકને કદાપિ માઠું લાગતું નહિ. આવા દૂધ પીવા આવનાર ઘરાકોમાં એક વાર અર્થચંદ્ર પણ વિજ્જુલાને ત્યાં આવી ચડયો !

વિજ્જુલાએ પોતાના પતિને તુરત જ ઓળખી લીધો અને તેના અંતરનો આનંદ ફુલ્યો સમાયો નહિ; પરન્તુ તેણે એ આનંદને બિલકુલ પ્રકટ થવા દીધો નહિ. જો આનંદ પ્રકટ થાય તો બધો ફીસબ ફીંડ્કો પડી જાય તેમ હતું તે એ સારી પેઠે સમજતી હતી. બીજા ઘરાકોની સાથે તેણે અર્થચંદ્રને પણ એક ખાટલા ઉપર બેસવાનું વિનયપૂર્વક કહ્યું અને જણાવ્યું: " હજી દૂધ દોવાય છે: દોવાઇ રહેશે એટલે આપને દૂધ આપું છું, આપ જરા આરામ લ્યો. " એમ કહી વિજ્જુલા બીજા ખાટલા ઉપર બેઠી. અર્થચંદ્રને વિજ્જુલાનું સ્વરૂપ જોઇને અનેક વિચાર થવા લાગ્યા: " આ મહીયારી પોતાનો દેશ છોડીને આ અજાણ્યા પ્રદેશમાં આવી છે, તોપણ તે પોતાના દૂધથી અને પોતાની વાણીની મિઠાશથી લોકોમાં કેવી પ્રિય થઇ પડી છે ? તેનું સ્વરૂપ પણ અલૌકિક છે. તેનામાં રૂપ છે, ગુણ છે, વાણીની મિઠાશ છે, માત્ર જાતિની આહીર છે, નહિતો રાજાની રાણીનું પદ શોભાવે તેવી છે. "

અર્થચંદ્ર આ પ્રમાણે વિચારમાં લીન બની ગયો હતો, એટલામાં દૂધ દોવાઇ રહ્યું. ચાકરો દોહેલા દૂધને ઘરમાં લઇ ગયા અને સાકર ભેળવી તુરત ઘરાકોને આપવા માટે બહાર લાવ્યા. એક બાજુએ બીજી આહીરણો અને બીજી બાજુએ વિજ્જુલા ઘરાકોને દૂધ ભરી ભરીને આપવા લાગી. વિજ્જુલાએ ઇચ્છાપૂર્વક અર્થચંદ્રને બધા ઘરાકોની પાછળ રાખ્યો એટલે તેણે તેને વહેલું દૂધ આપ્યું નહિ. બીજાઓને વિજ્જુલા દૂધ ભરી ભરીને આપે પણ પોતાને ન આપે, તેથી બધું દૂધ બીજાઓમાં ખપી જશે અને પોતાને નહિ મળી શકે એવું માનીને તે અધીરો થવા લાગ્યો. તે

બોલ્યો: " બાઇ ! મને લાગે છે કે કાંતો હું જ દૂધ વિના રહી જઇશ. તારી તાંબડીમાંનું દૂધ ખલાસ થવા આવ્યું છે અને હવે એકકે તાંબડી બાકી રહી નથી ! "

વિજ્જુલા મંદ હસી અને બોલી: "શેઠસાહેબ ! હું શું કરૂં ? દૂધ પહોંચે એટલું આપું છું. મારા ઘરમાં ખાવા માટે પણ રાખતી નથી; પછી મારો શો ઉપાય ? "

" પણ મને તો આજે એક વાડકો ભરીને દૂધ જરૂર આપ; ભલે પૈસા વધારે લેજે. " અર્થચંદ્રે દૂધ પીવાની લોલુપતાથી દિલની ઉદારતા બતાવી.

" નહિ શેઠજી ! મારા દૂધનો ભાવ હું બદલાવતી નથી; દૂધ પહોંચે ત્યાંસુધી હું એક જ ભાવે આપું છું; મને એવો પૈસાનો લોભ નથી. "

વિજ્જુલાનો વિવેક અને પ્રમાણિકતા જોઇને અર્થચંદ્રને તેના એક વિશેષ ગુણની પ્રતીતિ થઇ આવી, અને તે પોતાના મનમાં વિજ્જુલાની પ્રશંસા કરવા લાગ્યો ! એટલામાં પોતાની તાંબડીમાં માત્ર એક કટોરા જેટલું જ દૂધ રહ્યું એટલે તેણે બાકી રહેલા ઘરાકોને ના કહી વાળી: " દૂધ થઇ રહ્યું, માટે હવે હું લાચાર છું; એક કટોરો દૂધ છે તે આ શેઠને મારે આપવું છે. "

આ જવાબ સાંભળીને બીજા બધા ઘરાકો ચાલ્યા ગયા અને વિજ્જુલાએ પોતાને માટે દૂધ રાખી બીજાને ના કહી તેથી તેના ઉપર પ્રસન્ન થતો અર્થચંદ્ર દૂધ પીવાને માટે ત્યાં બેસી રહ્યો. છેલ્લો કટોરો ભરીને દૂધ અર્થચંદ્રને આપતાં વિજ્જુલા બોલી: " શેઠજી ! આપના જેવા ગૃહસ્થ જ્યારે કોઇ વાર મારા જેવી ગરીબ ભરવાડણની ઝુંપડી પવિત્ર કરે અને દૂધ પીવા માંગે, ત્યારે મારાથી ના કેમ કહેવાય ? બીજાઓને તો મેં ના કહી, પરન્તુ આપને દૂધ પીવાની બહુ જ ઇચ્છા હતી તેથી મેં આજે આટલું દૂધ આપને માટે રાખ્યું છે. "

"મારી માંગણી તેં સ્વીકારી તેથી હું પ્રસન્ન થયો છું." એમ બોલતો અર્થચંદ્ર કટોરામાંનું દૂધ પીતો બોલ્યોઃ "અહા ! આ તે દૂધ કે અમૃત ? આવું દૂધ તો મેં મારી જીંદગીમાં પીધું નથી."

"આપ મોટા માણસ છોઃ આ દૂધમાં આપને વિશેષતા લાગી હોય તો ભલે, આપ રોજ પધારજો, આપને હું દૂધ આપીશ." વિજ્જુલાએ આંખોને નીચી ઢાળી સસ્મિત વદને કહ્યું.

"પણ દૂધ તો પૂરૂં પડતું નથી."

"આપની ઇચ્છા હશે તો આપને માટે આજની પેઠે રોજ દૂધ રાખીશ; આપ વહેલા મોડા આવશો તોપણ ફીકર નથી."

"ઓહો ! એ તો મોટો અનુગ્રહ થયો. વિજ્જુલા ! જેવી તારા દૂધમાં મિઠાશ છે, તેથી અધિક મિઠાશ તારી વાણીમાં છે; વાણીની મિઠાશ......" અર્થચંદ્ર આગળ બોલતો અચકાયો. તેને લાગ્યું કે પોતે વાણીની મર્યાદા ઓળંગી જતો હતો.

વિજ્જુલા સ્મિત કરતી બોલીઃ "કેમ અચકાયા શેઠજી ? અમ જેવા ગરીબમાં આપને આવા મોટા ગુણો દેખાય, એ તો આપના ગુણોનું પ્રતિબિંબ માત્ર છે, અમે રહ્યાં ભરવાડ—અમારામાં એ ગુણ શા ?"

આ પ્રથમ પરિચયે અર્થચંદ્રને વધારે વાતચીત કરવાનું ઠીક લાગ્યું નહિ. તે તુરત ઉઠયો અને બોલ્યોઃ "ત્યારે કાલે દૂધ પીવા હું જરૂર આવીશ." તે એમ કહીને ચાલ્યો ગયો. તેના વદનપરથી જણાઇ આવતું હતું—ચતુર વિજ્જુલા પણ જાણી ચૂકી હતી કે તેના ચિત્તમાં મોહમુગ્ધતાનો કેફ ચઢવા લાગ્યો છે.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### પ્રેમસંબંધ.

બીજે દિવસે પુનઃ અર્થચંદ્ર વિજ્જુલાને ત્યાં ગયો, પરન્તુ આજે તે આગલા દિવસ કરતાં જરા મોડો ગયો હતો. દૂધ દેo

વાઈ ગયું હતું અને ધરાકોને અપાઇ ગયું હતું. અર્થચંદ્ર વિજ્જુલાના આંગણામાં જઇને ઊભો, એટલે વિજ્જુલાએ પ્રથમ નેત્રવડે અને પછી વાણીવડે તેનો સત્કાર કરી આસનપર બેસાડયો. અત્યારસુધી અર્થચંદ્ર જરા ક્ષુબ્ધચિત્ત રહ્યો હતો, તે હવે વિજ્જુલાના નેત્રસત્કારથી પૂર્ણ લુબ્ધચિત્ત બની ગયો. તેના વદન ઉપર લાલી તરી આવી અને અંગેઅંગમાં મદનતાપ ચડી આવ્યો.

વિજ્જુલાએ આપેલા આસનપર અર્થચંદ્ર બેઠો, એટલે વિજ્જુલાએ તેને માટે દૂધનો ભરી રાખેલો કટોરો તેના હાથમાં આપતાં કહ્યું: " શેઠજી ! આજે તો આપને માટે મેં દૂધ જાૂદું મૂક્યું હતું, નહિતો તે પણ ધરાકોને આપી દેવું પડત. "

" તારી મારા પર અત્યંત કૃપા છે; નહિતો કોઇને માટે નહિ અને મારે માટે તું આટલી તસ્દી લે નહિ. " દૂધ પીતો અર્થચંદ્ર બોલ્યો: " અહો ! આવું મધુર દૂધ, આવી મધુર વાણી, આવું મધુર સ્વરૂપ—"

વિજ્જુલા સ્મિત કરીને અધવચ બોલી: " હાં, હાં, શેઠજી ! આપ જેવા શેઠનાં પત્નીના સ્વરૂપ આગળ મારા જેવી ભરવાડણના સ્વરૂપની શી ગણત્રી ? માટે મારાં એવાં ખોટાં વખાણ કરશો નહિ. "

" નહિ, નહિ, વિજ્જુલા ! તારા રૂપ–ગુણને માટે મારા દિલમાં પૂરૂં માન વસ્યું છે. તારા જેવી સ્ત્રી પામનાર ખરેખર એક ભાગ્યશાળી પતિ લેખાવો જોઇએ. "

અર્થચંદ્રનાં એવાં વચન સાંભળીને વિજ્જુલાએ સ્મિતયુક્ત કટાક્ષથી અર્થચંદ્ર ભણી જોયું અને અર્થચંદ્રે જાણ્યું કે જેવી રીતે પોતે એ આહીરણ ઉપર મોહમુગ્ધ થયો છે, તેવી જ રીતે એ આહીરણ પણ પોતાપર મુગ્ધ થઇ છે ! અર્થચંદ્ર મોડેસુધી વિજ્જુલાને ઘેર બેસી રહ્યો અને વિજ્જુલા પણ ખાવાપીવાનું મૂકીને અર્થચંદ્રની સાથે મધુરી વાતો કરતી બેસી રહી. એકાદ વધુ દિવસમાં તો ઉભયનાં દિલ ખુલ્લાં બની ગયાં અને પ્રેમસંબંધ જામ્યો.

* * * * *

જેમ જેમ દિવસ પછી દિવસ જવા લાગ્યા તેમ તેમ અર્થચંદ્ર અને વિજ્જુલાનો પ્રેમસંબંધ વધારે ગાઢ થવા લાગ્યો. સવારે અને સાંજે અર્થચંદ્ર વિજ્જુલાને ત્યાં દૂધ પીવા આવતો અને સાંજે તો દૂધ પીને ઘેર જવાને બદલે વિજ્જુલાને ત્યાં જ રાત્રિ રહેવા લાગ્યો.

અહો ! વિજ્જુલા-વિદ્યામતી અર્થચંદ્રની પત્ની છે, પરન્તુ અર્થચંદ્ર તેને પિછાણુતો નથી. વિદ્યામતી સમજે છે કે પોતે પોતાના પતિ સાથે રમણુ કરી રહી છે, પરન્તુ અર્થચંદ્ર તો વિજ્જુલા સાથેના પ્રેમસંબંધને પાપરૂપ જ સમજી રહ્યો છે. પરન્તુ મનુષ્યનું મન એટલું નિર્બળ છે કે કોઇ કાર્યને દિલમાં પાપરૂપ સમજવા છતાં તે તેનાથી અળગો થઇ શકતો નથી ! તેના મનની નબળાઇ તેને પાપમાં જ રચ્યોપચ્યો રાખે છે; અરે, એ પાપની પાછળ પોતાનું તન-મન-ધન કુરબાન કરવા જેટલી હદસુધી તે ભ્રષ્ટતાનું સેવન કરે છે ! અર્થચંદ્ર પોતાના મનથી તો અત્યારે પાપનું જ સેવન કરી રહ્યો હતો અને એક અજાણી આહીરણુ સાથે રહી નાના પ્રકારના ભોગ ભોગવી રહ્યો હતો !

એ પ્રમાણે ત્રણેક માસ વીતી ગયા. વિજ્જુલાને જણાયું કે હવે પોતે સગર્ભા થઇ છે માટે જેમ બને તેમ ઉતાવળે દેશમાં પાછા જવું જોઇએ, નહિતો પરદેશમાં અપકીર્તિ થશે અને વળી પોતાનો ઇષ્ટ હેતુ પાર પડશે નહિ. એક વાર રાત્રિને સમયે વિજ્જુલા અને અર્થચંદ્ર એક જ શય્યામાં શયન કરી રહ્યાં હતાં, એટલામાં વિજ્જુલા બોલીઃ " શેઠજી ! મને ત્રીજો માસ જાય છે અને વળી આજે મારા પતિ તરફથી સંદેશો આવ્યો છે કે હવે માળવામાં સારી પેઠે વરસાદ થઇ ગયો છે, ઘાસચારો પુષ્કળ છે અને દુકાળની બીક ટળી ગઇ છે, માટે એક બે દિવસમાં હવે મારે અહીંથી જવું પડશે. "

આ કારમો ઉદ્‌ગાર સાંભળીને અર્થચંદ્રના હૃદય ઉપર જાણે વજ્રાઘાત થયો હોય તેમ તે એકદમ મૂર્છા ખાઇ ગયો અને વિજ્જુલા પવન નાંખી તેની આસનાવાસના કરવા લાગી.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### વિયોગ.

પરનારીનો મોહ, સીધી બારી નરકની,
પરનારીનો વિછોહ, વિલપે મૂરખ માનવી.

થોડી વારે અર્થચંદ્ર સાવધ થયો એટલે બોલવા લાગ્યોઃ "અહો ! વિજ્જુલા ! તું મને પ્રાણ સમી વ્હાલી છે; તારી સાથે મેં જીવનભરની પ્રીત જોડી છે અને તું જો મને છોડીને ચાલી જશે, તો જરૂર મારી દુર્દશા થશે. તને કોઇ જાતનું દુઃખ નથીઃ તું તારે ખુશીથી જ્યાંસુધી હું અહીં રહું ત્યાંસુધી રહે."

"અરે શેઠજી ! જગતમાં જ્યાંસુધી લાજનું આવરણ રહેલું છે, ત્યાંસુધી પરણ્યા પતિનો ત્યાગ મારાથી કેમ થાય ? તમને જો મારા પર ખરેખરો પ્રેમ હોય તો મને તમારૂં કાંઇ સંભારણું આપો, એટલે તે તે વસ્તુઓનું દર્શન કરીને હું રોજ તમારૂં સ્મરણ કરીશ. જેવો તમારો મારા પર પ્રેમ છે, તેવો જ તમારા પર મારો પ્રેમ છે, પરન્તુ ઓ કાન્ત ! મારાથી પતિની આજ્ઞાનો લોપ કરીને અહીં હવે વધારે વાર રહી શકાય નહિ; માટે ખુશી થઇને મને રજા આપો, એટલે હું આવતી કાલે અહીંથી વિદાય થઉં."

અર્થચંદ્ર ઉંડો નિસાસો નાંખીને બોલ્યોઃ "વિજ્જુલા ! મેં આજસુધીમાં અનેક વાર ચંદ્ર–ચકોરના અને જળ–મીનના પ્રેમનાં દૃષ્ટાંતો સાંભળ્યાં હતાં. જળથી છૂટા પડતી વખતે માછલાના દિલને કેવા આઘાતો થતા હશે તેની કલ્પના મને આજસુધી નહોતી, તે હવે તારો વિયોગ થવાની વાત સાંભળીને અનુભવી રહ્યો છું.

તારો વિયોગ થોડા વખતમાં થશે એ કલ્પના જ મારા મર્મભાગને વીંધી રહી છે. અરે પ્યારી ! જો તારી ઇચ્છા હોય તો હું પ્રકટ રીતે તારી સાથે ઘર માંડીને રહું, પરન્તુ તું અહીંથી ચાલ્યા જવાની વાત હવે કર નહિ. ”

“ શેઠજી ! મારા પ્રિયતમ ! તમો પુરૂષ જેવા હિંમતવાળા હો, એવી હિંમત મારા સરખી અબળા સ્રીમાં ક્યાંથી હોય ? પતિનો ત્યાગ કરીને પરનર સાથે પ્રકટ રીતે રહેવાની હામ મારાથી ભીડાતી નથી; એટલે જ તમારા વિયોગનું દુઃખ વેઠયા સિવાય મારો પણ છૂટકો નથી. હવે કૃપા કરીને ભવિષ્યના વિયોગનો શોક તજી મને તમારૂં કાંઇ સંભારણું આપો. ” વિજ્જુલા બોલી.

“ કહે, તને મારૂં શું સંભારણું જોઇએ છે ? ”

“ એક તો તમારા નામના સ્મરણ માટે તમારૂં નામ કોતરેલી એક મુદ્રિકા–વીંટી આપો. બીજું મારા પોતાના શરીરના શણગાર માટે એક મૂલ્યવાન ચીર આપો; અને ત્રીજું મને ઓધાન છે અને કેટલાંક ચિન્હો ઉપરથી જણાય છે કે મને પુત્ર જ અવતરશે, તો એ પુત્રને માટે એક પાઘડી આપો. આ ત્રણ સંભારણાં આપો, એટલે મારા દિલમાંથી તમારૂં સ્મરણ કદાપિ ભુંસાશે નહિ અને મારો પુત્ર પણ તમારી જ પ્રતિમૂર્તિ છે તે વાત મારાથી કદાપિ વીસરાશે નહિ. ”

જેમ જેમ વિયોગની કલ્પના આગળ ને આગળ વધવા લાગી, તેમ તેમ અર્થચંદ્ર વધારે ઉદાસ થવા લાગ્યો. તે એ દુઃખથી તલસતો, પુનઃ પુનઃ નિઃશ્વાસ નાંખતો આમથી તેમ આળોટતો હતો તથા ક્ષણે ક્ષણે વિચારવિવશ બની જતો હતો. થોડી વારે વિચારનિદ્રામાંથી જાગીને તે બોલ્યોઃ “ તારા પ્રેમ આગળ આ ત્રણ વસ્તુઓ કાંઇ જ મૂલ્યની નથી. કાલે સવારે હું તે લાવી આપીશ, પરંતુ કાંઇ મૂલ્યવાન વસ્તુ તું મારી પાસેથી માંગી લે. ”

“ પ્રિયતમ ! હું કાંઇ ધનની ભૂખી નથી કે હું તમારી પાસેથી

મૂલ્યવાન વસ્તુની ઇચ્છા કરૂં. હું પ્રેમની ભૂખી છું. જ્યાં પ્રેમ છે ત્યાં અંતર હોય નહિ અને જ્યાં બે દિલ વચ્ચે અંતર હોય ત્યાં પ્રેમની હયાતી પણ હોય નહિ. મારો અને તમારો પ્રેમ જેવો અડગ છે તેવો આપણા વિયોગને વખતે પણ રહે તેટલા માટે જ હું આ સંભારણાં પણ માંગું છું; નહિતો એ વસ્તુઓની પણ હું આપની પાસેથી કદી યાચના કરત નહિ. "

"ધન્ય છે, પ્રિયા! તારા પવિત્ર પ્રેમને ધન્ય છે! એક આહીરણ પણ પ્રેમનું શાસ્ત્ર આટલું સારૂં સમજે છે, તે મેં મારી જીંદગીમાં તારા અનુભવથી જ જાણ્યું. "

પ્રેમની અને વિયોગની વાતોમાં જ સ્હવાર પડી ગયું. દુઃખથી હીજરાતે હૃદયે અર્થચંદ્ર વિજ્જુલાએ માંગેલાં સંભારણાં લેવા માટે ગયો અને આ બાજુએ વિજ્જુલા પ્રસ્થાનની તૈયારી કરવા લાગી. બધો સર સામાન ગાડાંમાં ભરી, ઢોરને બ્હાર કાઢવાની માણસોને વરદી આપી, સૌને બંદરકાંઠે પહોંચતાં કર્યાં: એટલામાં અર્થચંદ્ર પોતાના નામવાળી સોનાની વીંટી, રેશમી ચીર અને મૂલ્યવાન પાઘડી લઇને વિજ્જુલાને આપવા માટે આવ્યો. આવી પહોંચેલા વિયોગનો પ્રારંભ એ સંભારણાં આપવાની સાથે જ થયો. એ સંભારણાંનું અર્પણ જ અર્થચંદ્રે વિજ્જુલાને આપેલી વિદાય તુલ્ય હતું. એ વસ્તુઓ લઇને દર્દભર્યે દિલે જ્યારે વિજ્જુલા ચાલી, ત્યારે અર્થચંદ્ર તેને સજળ નેત્રે જોઇ રહ્યો. તે દૃષ્ટિમર્યાદામાંથી દૂર થઈ ત્યાંસુધી તે તેને જોતાં ઊભો અને પછી ઢીલે પગે તે પાછો ફરી ઘર તરફ જવા લાગ્યો તો તેણે જોયું કે પોતાનો પરમ પ્રિય મિત્ર હિતરત્ન ઊભો છે અને પોતાની બધી ચેષ્ટા જોઇ રહ્યો છે!

હિતરત્નને જોઇ અર્થચંદ્ર ફીક્કો પડી ગયો. પોતાનો પાપી પ્રેમ પોતાના મિત્રના જાણવામાં આવી ગયો એવું જાણીને તે વ્યાકુળ બની ગયો. હિતરત્ને આશ્વાસનદાયક દૃષ્ટિથી તેના ખભા-

પર હાથ મૂકીને કહ્યું: " બંધુ ! તમારા જેવા શ્રાવક પુત્રને આવી મૂર્ખતા શોભે છે ? "

" એમાં મારી મૂર્ખતા શી છે ? શું પ્રેમ એ કદાપિ અનિષ્ટ વસ્તુ હોઇ શકે ? " અર્થચંદ્રે સામો પ્રશ્ન કર્યો.

" ના; પ્રેમ તો અતિપવિત્ર વસ્તુ છે; વિશુદ્ધ પ્રેમ મનુષ્યની ઉન્નતિ કરનારો અને આત્માને પણ નિર્મળ કરનારો છે; પરન્તુ તમને ખબર છે કે તમારો પ્રેમ એક પરસ્ત્રીપર હતો ? " હિતરત્ને પૂછ્યું.

" તેથી શું ? પારકા પુત્ર ઉપર, દેશના સમાજ ઉપર અને આખા વિશ્વ ઉપર પ્રેમ કરવો એ જો પાપ નથી તો એક સ્ત્રી ઉપરનો પ્રેમ શામાટે પાપ હોઇ શકે ? "

" પરન્તુ પ્રેમ એ વસ્તુને શું તમે ઓળખો છો ? ના, ના, નથી જ ઓળખતા. એ આહીરણ ઉપરનો તમારો પ્રેમ નથી જ પરન્તુ મોહ છે. તમે તેના રૂપ–ગુણની સુંદરતા તથા વાણીની મધુરતાથી તેનાપર મોહી પડ્યા હતા. જો તમારો મોહ તેનાપર ન હોત તો તમે અત્યંત પાપમય એવું વિષયસેવન કર્યું જ ન હોત. ભાઇ ! પ્રેમ તો માત્ર દિલના અર્પણમાં જ સમાએલો છે; સ્થૂળ વાસનાતૃપ્તિ જેવા સ્વાર્થમાં નહિ. તમે તમારૂં દિલ ભલે આખા વિશ્વને અર્પણ કરી વિશ્વપ્રેમી કે વિશ્વબંધુ બનો, પરન્તુ તેમાંની કોઇ એક વ્યક્તિપર મોહીને તમે અનાચાર સેવો, તેને તમે ' પ્રેમ ' તરીકે ઓળખાવો, એટલું જ નહિ પણ એવું પાપ કરવા છતાં તમે પોતાને નિર્દોષ કહો એ અઘટિત છે. હું તમને પૂછું છું કે તમે એ વિજ્જુલાપરના પ્રેમને પાપરૂપ નહોતા સમજતા એમ શું તમે કહી શકો છો ? "

" હા. "

" તો પછી જે પાપ નથી તે તમે છુપાવવાનો યત્ન શા-માટે કરતા હતા ? તમારા પરમ પ્રિય આ મિત્રથી પણ તમે એ વાત છુપાવી છે, તે બતાવી આપે છે કે તમારો અંતરાત્મા એ

એ વસ્તુઓને ' પાપ ' માનીને જ સેવી રહ્યો હતો; બંધુ ! હવે એ પાપના સમર્થનની વધુ દલીલો કરીને વધુ પાપી ન બનશો !"

હિતરત્નની પાસે નમી પડીને અર્થચંદ્ર બોલ્યો: " બંધુ ! મારી મૂર્ખતા માટે મને ક્ષમા કરો ! ખરેખર ! હું બુદ્ધિનો પામર અને વૃત્તિનો ક્ષુદ્ર મનુષ્ય છું. પરસ્ત્રી સાથે પ્રીતિ જોડી મેં પાપ કર્યું છે અને તેના વિયોગે દુઃખી થવામાં મેં અપાર મૂર્ખતા દર્શાવી છે. હવે મારે શું કરવું એ માટે મને મારા હિતની સલાહ આપો."

" ભાઇ અર્થચંદ્ર ! પાપની આલોચના કરવી અર્થાત્ કૃત પાપનો પશ્ચાત્તાપ કરવો એ પાપનું પ્રાયશ્ચિત્ત કરવા બરાબર છે; માટે તમારે તમારા આ પાપને માટે હમેશાં આલોચન કરવું; એ સાથે આવતાં પાપકર્મનાં દ્વાર બંધ કરવા માટે વ્રત અંગીકાર કરવું. એમ કરવાથી તમોએ કરેલાં પાપનું નિવારણ થશે અને ભવિષ્યમાં એવું પાપ કર્મ કરવાને તમારૂં ચિત્ત ચલિત થશે નહિ. " હિતરત્ને સલાહ આપી.

હિતરત્નની સલાહ મુજબ અર્થચંદ્રે તે સમયથી પોતાની પરણેલી સ્ત્રીના સેવનની છૂટ રાખીને પરસ્ત્રીના સેવનની બંધી કરવા માટે વ્રત અંગીકાર કર્યું. જ્યારથી તેણે વિજ્જુલાના વિયોગની વાત જાણી હતી ત્યારથી તેનું લોહી શોષાવા લાગ્યું હતું. એક દિવસમાં તેનું શરીર અર્ધું થઇ ગયું હતું તેમ કહીએ તો ચાલે. હવે કરેલા પાપ-કર્મના પસ્તાવા પાછળ તેનું લોહી શોષાવા લાગ્યું.

---

## પ્રકરણ ૧૪ મું.

---

### ગૃહગમન.

દિવસ પછી દિવસ, માસ પછી માસ અને વરસ પછી વરસ વીતવા લાગ્યાં. અર્થચંદ્રને સ્વગૃહ છોડ્યાને ૧૨ વરસ થવા આવ્યાં. આટલાં વરસોમાં એક પણ વખત તેણે પોતાની પત્નીના ખબર

પૂછાવ્યા નહોતા કે પત્નીએ તેને કશા ખબર મોકલ્યા નહોતા. અર્થચંદ્રે જે ચાર બોલની માંગણી કરી હતી તે ચાર બોલ પાર પાડવાને બિચારી અબળા તો ક્યાંથી શક્તિમાન બને ? એવાં કઠિન અને સ્ત્રીજાતિથી ન જ બની શકે તેવાં કાર્યો કરવાનું વિદ્યામતી-ને કહીને પોતે ખરેખર તેના ઉપર ભારે જુલમ ગુજાર્યો હતો એવું હવે અર્થચંદ્રને લાગવા માંડ્યું. વળી તેને કેવળ નિર્ધન કરી મૂકીને તથા ખાવા પીવાની જોગવાઇ પણ રહેવા ન દઇને તેના ઉપર સખ્ત પ્રહાર કર્યો હતો એવું સાંભરી આવતાં અર્થચંદ્રને દયા પણ આવવા લાગી. એ પ્રમાણે બાર વર્ષે તેનો રોષ ઉતરવા લાગ્યો. પરંતુ એ વર્ષ વિદ્યામતીએ કેવી રીતે ગાળ્યાં હશે, તેમજ નિર્ધન-તામાં દિવસ ગુજારીને પોતાનું ભરણપોષણ કર્યું હશે, પોતે મારેલાં મ્હેણાંથી હીજરાતી તે પતિવ્રતા સુંદરી કેવું મનઃકષ્ટ વેઠી રહી હશે તેનો વિચાર પણ હવે અર્થચંદ્રને મુંઝવવા લાગ્યો, દયા ઉપજાવવા લાગ્યો અને વિરહનો સંતાપ આપવા લાગ્યો.

એટલો વખત પરદેશમાં રહીને વેપાર વણજથી અર્થચંદ્રે દ્રવ્ય-માં સારી પેઠે વધારો કર્યો હતો. એ બધું દ્રવ્ય લઇને હવે સ્વગૃહ તરફ વિદાય થવું એવો વિચાર તે કરવા લાગ્યો. જેમ જેમ તે વિચાર દૃઢ થતો ગયો તેમ તેમ વિદ્યામતીના ચિંત-નમાં તેને પત્ની વિનાની એક ઘડી એક વરસ જેટલી લાંબી જણાવા લાગી. તે મનમાં વિચારવા લાગ્યોઃ "એવી પતિવ્રતા અને ડાહી સ્ત્રી પરભવે પુણ્ય કર્યાં વિના મળવી મુશ્કેલ છે. તેણે મને આવાં વચનો કહ્યાં હતાં, પરન્તુ તે બિચારીએ તે માટે પાછળથી કેટલો પસ્તાવો કર્યો હતો ? છતાં મેં તેનું કહેવું માન્યું નહિ અને આજ બાર બાર વરસથી તેને વીલી મૂકીને પરદેશમાં પડી રહ્યો છુંઃ હવે તે જીવતી હશે કે કેમ, પોતાનું ભરણપોષણ કેવી રીતે કરતી હશે, જીવતી હશે તો તેનું શરીર કેવું લાકડી જેવું થઇ ગયું હશે, તેની સુંદરતા નાશ પામી હશે, એ બધા વિચારો કરતાં જ મને મારી

મૂર્ખતાને માટે મ્હોં સંતાડવાનું મન થાય છે! ઓ પ્રભુ! મેં કેવી પળે આવો મૂર્ખતાભર્યો ક્રોધ કર્યો હશે? તે બિચારી પતિવ્રતા અબળા પોતાના બાપને ઘેર તો જશે જ નહિ, કારણકે પતિની ગેરહાજરીમાં પતિનું ઘર સંભાળવું એ એક પતિવ્રતાનું લક્ષણ છે. તે બાપને ઘેર જઇને પતિનું માન ગુમાવવા જેવું અપકૃત્ય કરવા કદાપિ તૈયાર થશે નહિ. હવે તે જો ખરેખર જીવતી હોય તો જ મારૂં ભાગ્ય સીધું લેખાય! નહિતો મને મારી મૂર્ખતાનો જ બદલો મળ્યો લેખાય."

હવે રત્નદ્વીપમાંનો વહીવટ અર્થચંદ્રે સંકેલવા માંડયો. જેવી રીતે પોતે વિદ્યામતીને વચને કહીને દુભવી તથા દુઃખી કરી હતી, તેવી જ રીતે હવે હું તેની પાસે જઇને તેને મનાવી માયાળુ શબ્દોથી સુખી કરૂં એવી વાંચ્છના તેના અંતરમાં ઉત્પન્ન થઇ હતી. બધો વહીવટ સંકેલી માલમીલ્કતનાં વહાણ ભરી રવાના થતાં અર્થચંદ્રને એક માસ વીતી ગયો.

અનુકૂળ પવને વહાણ હંકારતાં ઉજ્જયનીના નજીકના બંદરે અર્થચંદ્ર ઉતાવળે જઇ પહોંચ્યો. બંદરે પહોંચતાં તેણે સઘળી મીલકતનાં ગાડાં ભરાવ્યાં અને ઉજ્જયની તરફ ગાડાં હંકાર્યાં. વહાણોમાં કેટલાક બીજા ઉતારૂઓ હતા તેઓ પણ બંદરે ઉતરતાં પોતપોતાને ઘેર જવા લાગ્યા. હવે અર્થચંદ્રને સાંભર્યું કે મેં ઘર તો વેચી નાંખ્યાં છે, તો હું ક્યાં જઇને ઉતરીશ અને કયે સ્થળે બધી મીલકત તથા માલ ઉતારીશ?

આ પ્રમાણે વિચારતો તે નગર તરફ જવા લાગ્યો. ઉજ્જયની થોડું દૂર રહ્યું એટલે તેણે જોયું કે સામેથી કોઇ રાજકુંવરની સવારી આવી રહી છે અને તેમાં ઘોડા, પાલખી, રથ, વાજાં વગેરે પુષ્કળ સામગ્રી છે. સૌને મોખરે એક વૃદ્ધ અને તેની બાજુએ નવ-દસ વરસની વયનો સુંદર રાજકુમાર મૂલ્યવાન વસ્ત્રોમાં સજ્જ થઇને ચતુરાઇથી ઘોડો ચલાવી રહ્યો છે. રથ ઉપરના સોનેરી કળશ ઝળકી

રહ્યા છે. મ્યાનાના જરીદાર પડદા સૂર્યના તડકામાં ચમક-ચમક થઇ રહ્યા છે. રાજકુંવરની સવારી સામેથી આવતી હોવાથી શેઠે પોતાનાં ગાડાં બાજુએ ઊભાં રાખવાની આજ્ઞા કરી, અને એ પ્રમાણે ગાડાં ઊભાં રહ્યાં. એટલામાં સવારી ત્યાં આગળ આવીને થોભી અને રાજકુંવર તથા પેલો વૃદ્ધ પુરૂષ નીચે ઉતરી પડી બેઉ જણ શેઠને પગે લાગ્યા. અર્થચંદ્ર તો આ જોઇને આભો બની ગયો અને એઉ જણ તરફ ચકિત દૃષ્ટિથી જોઇ જ રહ્યો!

---

## પ્રકરણ ૧૫ મું.

---

### ભેદનું પ્રકટીકરણ.

અર્થચંદ્ર કેટલીક વારે પેલા વૃદ્ધ નરને ઓળખી શક્યો. તે પોતાનો જૂનો મુનીમ છે એવું જાણતાં જ તે તેને ભેટી પડયો અને બોલ્યોઃ " અરે મુનીમ! તમે અહીં ક્યાંથી?"

"શેઠજી! મેં સાંભળ્યું કે આપ બંદરે ઉતરીને ઘર તરફ આવો છો, એટલે હું તમને લેવા માટે સામૈયા સાથે આવ્યો છું." મુનીમે જવાબ આપ્યો.

અર્થચંદ્ર એ જવાબ સાંભળીને વિચારમાં પડી ગયો. મુનીમ પોતાના સત્કાર માટે આવે તે તો તે સમજી શકયો પણ સાથેનો છોકરો કોણ છે અને તે શામાટે આવ્યો છે તે અર્થચંદ્રથી સમજી શકાયું નહિ અને એ સંબંધે મુનીમને કાંઇ પ્રશ્ન પૂછવાની પણ તેની હીંમત ચાલી નહિ. કેટલીક વાર વિચાર કરતાં તેને તર્ક સૂઝ્યો કે પોતે ગામનો મોટો વેપારી હોવાથી પોતાના માનાર્થે રાજાએ પોતાના કુંવરને સામૈયામાં મોકલ્યો હશે. કુંવરની ઉજ્જ્વલ મુખમુદ્રા, ચંચળ આંખો, સુદીર્ઘ બાહુ, તેના શરીરપરના રત્નના અલંકારો, મૂલ્યવાન વસ્ત્રો, તેનો પંચકલ્યાણી ઘોડો અને તે ઘોડાપર પલાણ કરવાની

તેની ચતુરાઇ એ બધું જોઇને અર્થચંદ્રને પોતાનો તર્ક ઘણો સ્વાભાવિક લાગ્યો.

અર્થચંદ્રને ઉંડા વિચારમાં પડેલો જોઇને મુનીમ બોલ્યોઃ "શેઠજી ! હવે વિચારમાં વખત ગાળવો જોઇતો નથી. તાપ વધતો જાય છે, સવારી રાહ જોઇ રહી છે, માટે આપ હવે આ ગાડામાંથી ઉઠો અને પાલખીમાં બિરાજો એટલે સવારી નગર તરફ પાછી ફરે."

આમ કહ્યા છતાં અર્થચંદ્રને અનેક વિચાર થયા કરતા હતા. તે મનમાં બોલતો હતોઃ "આ મારા વૃદ્ધ ને વિશ્વાસુ મુનીમે મારા સત્કાર માટે આ બધી સામગ્રી તો આણી છે અને રાજાના કુંવરને સામૈયામાં લાવી મને મોટું માન આપ્યું છે, પરન્તુ મારે ઉતરવાને માટે તો ગામમાં ઘર પણ નથી ! આ ચડી સવારીએ હું ઉતરીશ ક્યાં ? રાજાજી પાસે અને મારા ગામની વસતી પાસે મારે જરૂર શરમાવું પડશે ! "

એટલામાં મુનીમે કહ્યુંઃ " શેઠજી ! હવે બહુ મોડું થાય છે અને સૌ ખોટી થાય છે; માટે ઉઠો, એમાં વિચાર શો કરો છો ? " એમ કહી મુનીમે અર્થચંદ્રને ઉઠાડ્યો એટલે તેને ઉઠવું પડ્યું અને પાલખીમાં બેસવું પડ્યુંઃ પરન્તુ નગરમાં જતાં પોતાની જરૂર ફજેતી થશે એ વિચારને લીધે તેના વદન ઉપર ઉદાસી છવાઇ રહી હતી અને તેના પગ પાછા ને પાછા પડતા હતા.

નગરમાં સવારીએ પ્રવેશ કર્યો એટલે બાર વર્ષે મોટી કમાણી કરીને આવેલા અર્થચંદ્રની ઋદ્ધિસિદ્ધિ જોવાને લોકો ટોળે મળવા લાગ્યા. નગરના મુખ્ય રસ્તાઓમાં થઇને સવારી પસાર થતી હતી અને અર્થચંદ્ર સૌનાં વંદન સ્વીકારતો હતો પરન્તુ વદનપરની ઉદાસી દૂર થવા પામી નહોતી.

એટલામાં કોઇ નવા લત્તામાં સવારી થોભી. અર્થચંદ્ર પાલખીમાંથી બહાર ડોકું કાઢીને જોવા લાગ્યો કે મુનીમે પોતાને કોને ઘેર ઉતારવા ધાર્યો છે ? તેણે આશ્ચર્ય સાથે જોયું કે એક મોટી

નવી હવેલી પાસે સવારી થોભી હતી. એ હવેલી પોતાનું જુનું ઘર નહોતું, મુનીમનું ઘર પણ નહોતું અને રાજમહેલ પણ નહોતા ! તો પછી પોતાનો ઉતારો આ સ્થળે શામાટે રાખવામાં આવ્યો હશે તે તેનાથી સમજી શકાયું નહિ. મુનિમના કહેવાથી તે પાલખીમાંથી ઉતર્યો અને હવેલીના દ્વાર ભણી ચાલ્યો તો એકદમ મુખ્ય દ્વારમાં બે રમણીઓ સોળે સણુગાર સજીને આવી અને શેઠને સાચા મોતીથી વધાવવા લાગી ! વળી એ બે સ્ત્રીઓની વચ્ચે પેલો રાજકુંવર પણ ઊભો હતો એ જોઇને તો અર્થચંદ્રની બુદ્ધિ જ બહેર મારી ગઇ ! !

અર્થચંદ્રે વિદ્યામતીને તો ઓળખી, પરન્તુ તેની સાથેની બીજી સ્ત્રીને તે ઓળખી શક્યો નહિ. આવી સુંદર અને વિશાળ હવેલી કોની હશે તે વિષે પણ તે કશી કલ્પના કરી શક્યો નહિ. મુનીમે શેઠને દિવાનખાનામાં લઇ જઇને એક સુંદર આસન ઉપર બેસાડચો અને આસપાસની મૂલ્યવાન સામગ્રી જોઇને તેને પુનઃ રાજમહેલનું ભાન થવા લાગ્યું. મુનીમ શેઠને દિવાનખાનામાં બેસાડીને બહાર નીકળી ગયો એટલે વિદ્યામતી, ગુણસુંદરી અને કુંવર અંદર આવ્યાં. વિદ્યામતી તથા ગુણસુંદરી સ્વામીની બેઉ બાજુએ ઊભી રહીને પ્રવાસથી પરિશ્રમિત થએલા પતિને વાયુ ઢાળવા લાગી અને કુંવર એકદમ દોડીને શેઠના ખોળામાં ચડી બેઠો !

અર્થચંદ્ર હવે તો અત્યંત વ્યાકુળ બની ગયો. અત્યારસુધીમાં સેંકડો કુતૂહલો તેના ચિત્તમાં જન્મ્યાં હતાં અને તેમાંના એકે કુતૂહલનો ભેદ તેના સમજવામાં આવ્યો ન હતો તેથી તેનું હૃદય ક્ષુબ્ધ થઇ ગયું હતું. કોઇને પણ તે પ્રશ્ન કરી શક્યો નહોતો. એક તો તે પોતાની ગુંચવણોથી ઘેરાએલો હતો અને વળી વિદ્યામતીની વિચિત્ર સ્થિતિ જોઇને તેની ગુંચવણો ઘણી વધી પડી હતી.

વિદ્યામતીએ સ્વામીને પૂછ્યું: " નાથ ! કુશળ તો છો ને ? "

અર્થચંદ્ર મનમાં બોલ્યો: " શરીરે તો કુશળ છું પણ અહીં આવ્યા પછી મારૂં મન અકુશળ બની ગયું છે. આ રાંડ કોઇ પરપુરૂષના ઘરમાં બેઠી છે, મારી પાછળ તેણે આ પુત્રનો જન્મ આપ્યો હોય એમ જણાય છે: શું એ આવી દુશ્ચરિત્રા સ્રી નીવડી ? તેને મારા કુળનો તો ઠીક પણ તેના પિતાના કુળનો વિચાર પણ ન આવ્યો ? " પણ અર્થચંદ્રે પ્રકટ રીતે વિદ્યામતીના પ્રશ્નનો કશો જવાબ ન આપ્યો.

સ્વામીની વ્યાકુળતા સમજીને વિદ્યામતી બોલી: " નાથ ! આજે ઘણે વર્ષે ઘેર આવ્યા છો, ઘણે વર્ષે હું તમારા મુખનું દર્શન પામી છું, મારા મનનો આનંદ સમાતો નથી; પરન્તુ તમારા વદનપર ઉદાસી જોઇને મારો આનંદ ઉડી જાય છે. તમારી ઉદાસી પણ હું સમજું છું. આપ મનમાં નક્કી માનજો કે કુળવતી નારી કદાપિ કુળને કલંક લગાડતી નથી. તેને તો પોતાનો પતિ તે જ પ્રાણતુલ્ય છે, તે કદિ પરપુરૂષ સામે દૃષ્ટિપાત પણ કરતી નથી. માટે મનનો અંદેશો તજી દો અને આ આપના પુત્રને ગળે લગાડી વ્હાલ કરો ! "

" વિદ્યામતિ! તારા શબ્દોથી મારા હૃદયમાં જ્વાળા પ્રકટે છે! હું બાર વરસથી પરદેશ જઇ વસ્યો છું: તો નવ-દશ વર્ષની વયનો પુત્ર મારો ક્યાંથી હોય ? વાસીદામાં સાંબેલું જાય એટલો મુર્ખ તું મને માનીશ નહિ ! હવે તો મને શરમ આવે છે કે, હું દેશમાં કેમ આવ્યો ? પરદેશ જ રહ્યો હોત તો સારૂં હતું ! લોકોમાં મારે બેસવું, ઉઠવું, વેપાર વણજ કરવો, શરમ તો મને આવે! તને શું ? "

" નાથ ! એમ અકળાશો નહિ. રત્નદીપમાં વિજ્જુલા મહીયારીનો પ્રેમસંબંધ શું વિસરી ગયા ? " એમ કહેતાં જ વિદ્યામતીએ પોતાની આંગળીમાં પહેરેલી અર્થચંદ્રના નામવાળી મુદ્રિકા બતાવી, એટલે તો પછી અર્થચંદ્રે પુત્રના શિરપરની પાઘડી અને વિદ્યામતીએ પહેરેલું ચીર પણ ઓળખ્યું અને લજ્જાને લીધે તેણે પોતાના બન્ને હાથોવડે મ્હોં ઢાંકી દીધું.

અર્થચંદ્રને રત્નદ્વીપનો બધો પ્રસંગ સાંભરી આવ્યો. પરસ્ત્રીના સેવનથી તેને પાછળથી પસ્તાવો થયો હતો, તે કરતાં વધારે અત્યારે તેને લજ્જા આવવા લાગી અને વિદ્યામતી પાસે ક્ષમાયાચના કરતાં તે બોલ્યોઃ " તારા શિરપર વ્યર્થ આળ ચડાવવા માટે મને ક્ષમા કર. હું અવિચારી છું. પહેલાં પણ અવિચારપૂર્વક મેં તારો ત્યાગ કર્યો હતો, અવિચારપૂર્વક ચાર બોલ પૂરા કરવાનું મેં તને કહ્યું હતું, અવિચારપૂર્વક રત્નદ્વીપમાં પાપકર્મ કર્યું હતું અને પુનઃ અવિચારપૂર્વક તારા શિરે કલંકનું આરોપણ કરૂં છું ! ખરેખર હું તારો ઋણી થયો છું. "

" નાથ ! આપના ચારે બોલ પણ મેં પૂરા કર્યાં છે. " એમ કહી વિદ્યામતીએ પોતાનાં ચારે પરાક્રમોનો ઇતિહાસ વિસ્તારથી કહી સંભળાવ્યો અને તે સાંભળીને અર્થચંદ્રના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હવે તેને વિદ્યામતી, ગુણસુંદરી અને પુત્ર બુદ્ધિચંદ્ર ત્રણે ઉપર સાચેસાચો પ્રેમ ઉપજ્યો અને ત્રણેને હૃદયદાન દઇને તે બોલ્યોઃ

" અહો ! સતીકુળરત્ન ! હું તારી શી પ્રશંસા કરૂં ? તું અબળા નહિ પણ ખરેખર પવિત્ર પ્રમદા છે ! પુરૂષથી પણ અશક્ય એવાં ચાર પરાક્રમો તેં કર્યાં છે. શીળ જાળવ્યું છે, લક્ષ્મી સ્ત્રીના ભાગ્યની છે એવું સિદ્ધ કરી બતાવ્યું છે, અને તેં મારા કુટુંબમાં સુખનો સૂર્ય પ્રકટાવ્યો છે ! તેંજ મારી કીર્તિમાં વધારો કર્યો છે અને મારા કુળને અજવાળ્યું છે ! પૂર્વ ભવના કોઈ પુણ્યને લીધે જ તારા જેવી સતી સ્ત્રી પુરૂષને મળી શકે છે ! "

ચારે વદન ઉપર સ્વર્ગીય આનંદની સુરખી ચમકી રહી અને એ આનંદ જોઇને ઘરઆંગણે એકઠા થએલા નગરજનોનાં નેત્રો પણ આનંદથી હસવા લાગ્યાં.



# પ્રકરણ ૧૬ મું.

## સુખી છેવટ.

અર્થચંદ્ર ઉપર હવે સુખનો સૂર્ય સોળે કળાથી પ્રકાશવા લાગ્યો. તે વિદ્યામતી તથા ગુણસુંદરી ઉપર સમાન સ્નેહની સુધાધારા વર્ષાવતો કાળનિર્ગમન કરવા લાગ્યો. વિદ્યામતી અને ગુણસુંદરીની વચ્ચે પણ એવો સખીભાવ વિકસ્યો હતો કે બે સ્ત્રીઓના પતિના ગૃહમાં બહુ જોવામાં આવે છે એવો કલહ-કંકાસ તેણે પોતાના ગૃહમાં જોયો નહિ.

એ પ્રમાણે સંસારસુખમાં નિમગ્ન રહેતાં અર્થચંદ્રને ગુણસુંદરીને ઉદરે પણ પુત્રજન્મનો લાભ થયો અને ગૃહમાં સર્વત્ર આનંદ વ્યાપી રહ્યો.

બરાબર સવા મહિને સુતિકાગૃહમાંથી શુદ્ધ થઇને ગુણસુંદરી બહાર નીકળી, તે જ દિવસે પર્યુષણ પર્વનો આરંભ થયો. અર્થચંદ્ર પર્યુષણના પ્રથમ દિવસે નિત્યકર્મથી નિવૃત્ત થઇને ધર્મસ્થાનકે જવાની તૈયારી કરી રહ્યો હતો. તે વસ્ત્રો પહેરતો હતો, એવામાં તેજભર્યા હસતા મ્હોંવાળા બાળકને સુંદર વસ્ત્રો પરિધાન કરાવી વિદ્યામતી અર્થચંદ્રની પાસે લાવી. તેની પાછળ ગુણસુંદરી વિદ્યામતીના પુત્ર બુદ્ધિચંદ્રને આંગળીએ વળગાડીને ત્યાં આવી. અર્થચંદ્રે હસતે વદને ગુણસુંદરીના બાળપુષ્પને હસ્તમાં ગ્રહણ કરી તેના તેજસ્વી વદન તરફ જોતાં જાણે તે તેને કાંઇ પૂછતો હોય તેમ બોલ્યોઃ "અહો તેજસ્વી બાળક! તું શા શા સંદેશા લઇને આ ગૃહમાં આવ્યો છે તે કાંઇ કહીશ?"

વિદ્યામતી તે પ્રશ્ન સાંભળીને હસી પડી અને બોલીઃ "તે તો એક ઘણો અગત્યનો સંદેશો લાવ્યો છે, પણ તેનો સંદેશો તમે સાંભળો એવા નથી ને?"

"કેમ નહિ સાંભળું? બાળકો તો પ્રભુના દિવ્ય સંદેશા

લાવનારા દૂતો હોય છે; તેનો સંદેશો તો હું આનંદથી સાંભળું." અર્થચંદ્રે હસતે વદને જ પ્રત્યુત્તર આપ્યો.

વિદ્યામતી બોલી: "ત્યારે સાંભળો; આ આપનો પુત્ર એવો સંદેશો લાવ્યો છે કે તમારા ગૃહમાં હવે નવે નિધ છે; ધન છે, સુખ છે, સંતોષી કુટુંબ છે, સુકીર્તિ છે, સર્વ કાંઇ છે: ગુણસુંદરી હવે પુત્રવતી થઇ અને તમે બે પુત્રોના પિતા થયા. હવે શામાટે તમારે ને અમારે ધનોપાર્જનમાં મુંઝાઇ રહી પરલોકનું ભાતું બાંધવાની તૈયારી ન કરવી જોઇએ ?"

વિદ્યામતીના આ શબ્દો સાંભળી અર્થચંદ્રના ચિત્તમાં ચમત્કારો થયો. ક્ષણભર તે ઉંડા વિચારમાં પડી ગયો અને વિચારમાંથી જાગૃત થતો બોલ્યો: "તારૂં કહેવું ખરૂં છે. ધનનો લોભ તો જેમ જેમ ધન વધુ પેદા થાય તેમ તેમ વધતો જ જાય છે અને જેમ વધુ પ્રાપ્તિ તેમ વધુ તૃષ્ણા જન્મતી જાય છે. મનુષ્યને માત્ર ઉદરનિર્વાહ સિવાય બીજું કશું જોઇતું નથી, છતાં તેની તૃષ્ણાનો તો પાર જ હોતો નથી. તેં બરાબર કહ્યું છે. હું હવે સર્વ પ્રકારે સુખી છું; તો મારે હવે બધી જંજાળોનો ત્યાગ કરી પરમાર્થ સાધવો જોઇએ એ વાત ખોટી નથી."

ગુણસુંદરી બોલી: "અમે પણ ક્યાં કહીએ છીએ કે એ વાત ખોટી છે ?"

"તમે બેઉ જણાં જો સંમત હો તો હું આજના પવિત્ર દિવસે જ નિશ્ચય કરૂં કે હું મારો વેપાર ત્યજી દઉં, મારી પાસેના ધનનો સ્વાર્થ સાથે પરમાર્થમાં પણ ઉપયોગ કરૂં, પરિગ્રહની મર્યાદા બાંધી દઉં, બીજાં વ્રતો પણ યથોચિત પ્રમાણમાં આદરૂં, પુત્રો મોટા થશે ત્યારે તેમની ઇચ્છામાં હશે તે વ્યવસાય કરશે, મારે એ ચિંતા અત્યારથી શામાટે કરવી જોઇએ ? પણ—પણ—એમ કરીશ તો મારો વખત કેમ જશે ?"

વિદ્યામતી બોલી: "અહો ! એની શી ચિંતા છે ? ધર્મક્રિયામાં વખત હાલ કરતાં વધારે ગાળવો, મુનિજનોનો પરિચય

વધારી તેમની પાસેથી જ્ઞાન ગ્રહણ કરવું, આપણાં ગામનાં ઘણાંએ પારમાર્થિક ખાતાં યોગ્ય વ્યવસ્થાને અભાવે ડામાડોળ સ્થિતિમાં છે તેની વ્યવસ્થામાં ચિત્ત પરોવી પોતાની સેવાનો લાભ એ ખાતાંઓને આપવો, એ બધુ શુભ કાર્ય આરંભશો તો તમારો સમય સહજમાં વીતશે અને પરહિત આચરવા બદલ મનુષ્યને જે આનંદ થાય છે તેથી તમારૂં ચિત્ત હાલના વ્યાપારની જંઝાળ તથા ઉપાધિ વેઠવાને બદલે પ્રફુલ્લિત રહેવા માંડશે. જે બિચારા ગરીબોને મૃત્યુ આવતાંસુધી ઉદરનિર્વાહ માટે ધંધો–મજુરી કરવી પડે છે, તેવી સ્થિતિ તો તમારી કે અમારી નથી, તો પછી હવે વધારે વખત શામાટે ઉપાધિ જોઇએ ?"

અર્થચંદ્ર બોલ્યો: " તેં મને બરાબર સલાહ આપી છે. બસ, અત્યારથી જ નિશ્ચય કરૂં છું કે હું તે પ્રમાણે જ કરીશ. "

ગુણસુંદરી બોલી: " પણ મનુષ્યનું મન તો માંકડા જેવું છે; અત્યારે નિશ્ચય થાય અને સાંજે તેનું વાતાવરણ બદલાતાં તે નિશ્ચય ડગી જાય. "

" હું તે સમજું છું; મન ડગે નહિ, તે માટે આજે જ ઉપાશ્રયે જતાં મુનિરાજની સમક્ષ મારા નિશ્ચય પ્રમાણેનાં પ્રત્યાખ્યાન–પચ્ચખાણ લઇશ અને વ્રતો આદરી આવતાં કર્મોને ખાળીશ; પછી શી ફીકર છે ? " અર્થચંદ્ર બોલ્યો.

પતિનો આવો શુભ નિશ્ચય ભણીને બેઉ સુંદરીઓ પણ આનંદિત થઇ.

ઉપાશ્રયે જતાં જ અર્થચંદ્રે પોતાના મનોનિશ્ચય પ્રમાણે પ્રત્યાખ્યાન લીધાં અને વ્રતો આદર્યાં: વિદ્યામતી અને ગુણસુંદરીએ પણ પતિની શુભ પ્રવૃત્તિને અનુરૂપ વ્રતો ગ્રહણ કર્યાં. એ ત્રણે જીવો આ સંસારમાં શુભ કમાણી કરીને જે આમુષ્મિક સુખના ભોક્તા થયાં તે સુખ–સત્પ્રવૃત્તિવડે–વાચકને પણ પ્રાપ્ત થાઓ એવી આ કથાના લેખકની ભાવના છે. અસ્તુ! [ સમાપ્ત ]

---

# અગાઉથી થએલા ગ્રાહકોનાં નામ.

### કઠોર.

૫૦૦ શ્રીયુત ગુલાબચંદ અવિચળ ભાવસારનાં ધર્મપત્ની સૌ. બાઈ રૂક્ષમણી.

૨૫ પટેલ મોહનલાલ નરોતમદાસ

૫ વકીલ ઠાકોરદાસ નરોતમદાસ

૨ ભા. રાયચંદ અમીચંદ

૧ ભા. લલુભાઈ કુબેરદાસ વખારવાળા

૧ શાહ છગનલાલ મોહનલાલ દસાડીયા

૧ શાહ છગનલાલ નગીનદાસ

૧ શાહ મણીલાલ ડાહ્યાભાઈ

૧ શાહ નાથા વનાજી

૧ શાહ ભીમજી ભગવાનજી

૧ શાહ જેચંદ મૂળચંદ

૧ ભા. નેમચંદ નારણદાસ

૧ ભા. હીરાચંદ જેચંદ

૧૦ રા. છગનલાલ વમળચંદ

### ગલીયારા (હાલ માંડલા)

### મુંબઇ.

૨૫ રા. નકુભાઇ કાલુભાઈ શાહ

૪ શાહ નાનાલાલ નાગરદાસ

૨ રા. હેમચંદ કલ્યાણજી શાહ

### સાવરકુંડલા (હાલ જંગબાર)

૫૧ શ્રી. દામજી ધનજી શાહ

### ભાવનગર (હાલ અમદાવાદ)

૨૧ શ્રી. પ્રેમચંદ કેશવજી ભાયાણી.

### વઢવાણ કેમ્પ.

૧૫ વકીલ તલકશી હીમજી

### વઢવાણ શહેર.

૫ શેઠ શાન્તિલાલ મલુકચંદ

૫ મનજી ભુરાભાઈ શાહ

૨ મંજલાલ નરસિંહ કામદાર

૧ અમૃતલાલ ઓઘડભાઈ શાહ

૧ ઉજમશી ફુલચંદ શાહ

૧ વીરપાળ કેશવજી ગાંધી

૧ છગનલાલ કેશવજી ગાંધી

૧ તેજપાળ તળશી ગાંધી

૧ જીવણ કરશન કોઠારી

૧ લાલચંદ પનજી શાહ

૧ રા. હરગોવંદ રાજપાળ

૧ તારાચંદ ધનજી માસ્તર

૧ શેઠ નરશી જેચંદ

૧ મોહનલાલ સોમચંદ જાંબડા

૧ રા. મૂળજી દેવશી

૧ શાન્તિલાલ કસ્તુર વોરા

૧ માવજી ઠાકરશી શાહ

૧ ડૉક્ટર કુંવરજી ભુરાભાઇ

૧ નારણજી ચત્રભુજ શાહ

૧ વોરા પ્રેમચંદ માણેકચંદ

૧ નાગરદાસ ત્રીભુવનદાસ

ડગલી

૨ ઇજીનીયર ન્યાલચંદ પુરુ-
ષોતમદાસ ગાંધી

લાકડીયા (કચ્છ.)

૧ કરમણ પાલણ શાહ

સુરત.

૫ ભાવસાર છોટાલાલ ફુલચંદ
૫ ભાવસાર મંગળદાસ દેવચંદ
૩ ભાવસાર છોટાલાલ પુનમચંદ
૨ ભાવસાર શિવલાલ નરસિંહદાસ
૨ ઝવેરી ચુનીભાઇ લલ્લુભાઇ
૨ ભાવસાર અમીચંદ કાશીરામ
પટેલ
૨ ભાવસાર મોહનલાલ ગાંડાભાઇ
૨ બ્હેન ચંચળ દેવચંદ ભાવસાર
૧ ભાવસાર માણેકલાલ ડાહ્યાભાઇ
૧ ભાવસાર ધરમચંદ નરસિંહદાસ
જરીવાળા.
૧ શાહ હંસરાજ અમીચંદ
મારવાડી
૧ ભાવસાર ચુનીલાલ જેઠાભાઈ
૧ ભાવસાર નાનુભાઇ ચુનીલાલ
૧ ભાવસાર રતિલાલ લલ્લુભાઇ

ખેડા.

૧ ભાવસાર ભોગીલાલ વરજી-
વનદાસ.
૧ સ્થાનકવાસી જૈન ઉપાશ્રય
હાઃ ખુશાલદાસ જોઇતારામ

જામનગર.

૧ માધવજી પોપટલાલ વોરા.

કડી.

૨ શેઠ હરિલાલ લાલજીભાઇ
૧ ભાવસાર ભલાભાઇ નાગરદાસ
૧ ભાવસાર દલસુખ માનચંદ
૧ ભાવસાર મનસુખ ડોસાભાઇ

મોટા ટીંબલા.

૫ તલસાણીયા ચીમનલાલ ચત્રભુજ
૨ શાહ ત્રીભુવન જીવરાજ
૧ ઝાલાશ્રી અનુપસિંઘ સબળસિંઘ
૧ સુતાર વનમાળી કાશીરામ
૧ ઉપાધ્યાય સુંદરજી કાલિદાસ

પાણસીણા.

૧ શાહ જીવણ સંઘજી

વેરંજા.

૫ પટેલ વનમાળી મોરાર

પારડી.

૧ પટેલ નારણભાઇ લાલભાઇ
૧ „ જેલુભાઈ દયાળજી

લીંબડી.

૧૨ વકીલ હરિલાલ એન્ડ કું.
૨ શાહ મનસુખ રામજી
૨ ગાંધી પ્રેમચંદ વીઠલ

ભલગામડા.

૧ શાહ નાથાલાલ ડાહ્યાભાઇ

બરવાળા. (ઘેલાશાના)

૨ શ્રીમદ રામજીરખ લાયબ્રેરી.

